# આવતી કાલે



નવી ઢબનું
બાળ સાહિત્ય




: લેખકો :

રમણલાલ સોની
રતિલાલ મહેતા
સુભદ્રા ગાંધી


કિં: ૭ આના


નવી દુનિયા કાર્યાલય

ચાલો વિચારીએ ગ્રંથમાળા : વર્ષ ૩ : પુ. ૩

# આવતી કાલે



[ નવી ઢબનું બાળ સાહિત્ય ]




નવી દુનિયા કાર્યાલય : અમદાવાદ

પ્રકાશક :

ભોગીલાલ ગાંધી

નવી દુનિયા કાર્યાલય

ભદ્ર : અમદાવાદ

૧૯૩૯ મે

છુટક કિંમત છ આના

મુદ્રકઃ

હરીલાલ મગનલાલ ભટ્ટ,

ભારતી મુદ્રણાલય,

ખાડીઆ ગોલવાડ—અમદાવાદ.

# આ ગ્રંથમાળા........

આ ગ્રંથમાળા ત્રીજું વરસ પૂરું કરે છે. આટલા ગાળામાં તેણે વાર્ષિક એક રૂપિયાની નજીવી કિંમતે એકંદર ૪૦૦ પાનાંની પુસ્તિકાઓ આપી છે. પહેલે વરસે તો ૭ પુસ્તિકાઓ આપી એણે સાહસ જ કર્યું હતું. જ્યારે બીજા અને ત્રીજા વરસમાં બીજી પુસ્તિકાઓ ઉપરાંત, રશિયાની ક્રાંતિનો કેવળ ચિત્રાત્મક ઇતિહાસ ૩ ભાગમાં આપી આ ગ્રંથમાળાએ એની શક્તિ અને શક્યતાઓ બતાવી છે.

જન્મભૂમિ, મુંબઈ સમાચાર, ફૂલછાબ, નવસૌરાષ્ટ્ર, લોકવાણી, પ્રજાબંધુ, પ્રજામિત્ર કેસરી તથા બીજા અનેક દૈનિકો અને અઠવાડિકોએ તથા ગુજરાતના શિષ્ટ એવા અનેકાનેક માસિકોએ આ ગ્રંથ માળાની પુસ્તિકાઓની મુક્તકંઠે પ્રશંસા કરી છે અને જનતાએ પણ એને સારો સાથ આપ્યો છે.

આમ છતાં, આ ગ્રંથમાળા આ વરસથી આટોપી લેવાની અમને ફરજ પડે છે. અમને આ નિર્ણય લેતાં દુઃખ થાય છે પરંતુ અમારી બીજી પ્રવૃત્તિઓને ધ્યાનમાં લેતાં આમ કરવાની અમને ફરજ પડે છે. આપ જાણો છો કે 'આઝાદ હિંદ' નામનું એક અઠવાડિક થોડા માસથી પ્રસિદ્ધ થાય છે. અમે જે મિત્રો આ ગ્રંથમાળાઓના પ્રકાશનમાં સીધી કે આડકતરી રીતે રોકાયલા છીએ એ જ બધા મિત્રો એ અઠવાડિક પાછળ રોકાઈ રહ્યા છીએ. આનો થોડોક બોજો હળવો કરી નવા ઉપાડેલા અઠવાડિકને ઉપાડી લેવા અમે આ ગ્રંથમાળા પડતી મૂકીએ છીએ. અમારા ગ્રાહક મિત્રોને વિનંતી છે કે, આપ આ ગ્રંથમાળાને બદલે એ અઠવાડિકના ગ્રાહક બનો.

આ ગ્રંથમાળાના ત્રણે વરસના સંચાલનમાં અમને જે જે મિત્રોએ લખીને અને બીજી રીતે સક્રિય મદદ કરી છે તે સૌનો અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

*

આ પુસ્તિકાની બધી વાર્તાઓ મૂળ અંગ્રેજી ઉપરથી લીધેલી છે.

સંચાલકો

# અનુક્રમણિકા

# આવતી કાલે

આવતી કાલે
દેખો આ દુનિયા
શા માટે?
જાદુઈ મહેલ
એની દાનત સાફ હતી!

# આવતી કાલે

વિઠુનાં માબાપ મરી ગયાં હતાં. આવડી મોટી દુનિયામાં તેનું કોઈ સગું સાગવી નહોતું. ભાઈ નહોતો, બહેન નહોતી, કોઈ નહોતું.

કોલસાની વખારના મજૂરો રહેતા હતા તે લત્તામાં તે રહેતો હતો. તેનો બાપ એ વખારમાં કોથળા ઊંચકી ઊંચકી ખૂંધો બની મરી ગયો હતો, અને બાપના મરણ પછી મા ખયથી મરી ગઈ હતી.

આડોશીપાડોશી સૌ વિઠુને યાદ કરતાં— કંઈ કામ ટાંપુ હોય ત્યારે, બટકું રોટલો આપી બે કલાકની દોડ કરાવવાની હોય ત્યારે. વિઠુ પણ સૌનું કામ કરતો. તેથી સૌ વિઠુ પર હેતભાવ પણ રાખતું.

પણ વિઠુની એક વાત કોઈને ગમતી નહોતી. તેને દરેક વાતમાં સવાલ પૂછવાની ટેવ હતી. 'આમ શાથી

થયું ?' 'આવું શા માટે ?' આ એના પ્રશ્નોનો કદી અંત જ આવતો નહિ. દરેક વાતનું કારણ તે જાણવા માગતો. તેને કારણ જાણ્યા વગર ચેન જ પડતું નહિ.

'જ્યારે ત્યારે શા માટે, શા માટે શું પૂછપૂછ કરે છે ? કંઈ અક્કલ છે કે નહિ ?' એક ડોશીએ વિઠુને ઠપકો આપતાં કહ્યું.

'પણ આખા ગામમાં સૌ છોકરાંને માબાપ છે ને મારે કેમ નથી !' વિઠુએ ઠપકાથી દબાયા વગર પ્રશ્ન જ કર્યો.

'મરી ગયાં છે, પછી ક્યાંથી હોય ?'

'પણ એ શા માટે મરી ગયાં ?'

'જેવી ભગવાનની મરજી.'

'પણ એવી ભગવાનની મરજી શા માટે ?'

'શા માટે ?' ડોશી છણકો કરીને બોલી: 'ધૂળ ને રાખ ! બધું શા માટે ?'

વિઠુના સવાલનો જવાબ એ આપી શકે તેમ નહોતું. આવી સ્થિતિમાં મોટો પોથી પઢેલો પંડિત પણ ગુસ્સે થઇ જાય, કારણ કે એ લોકો એમ માને છે કે અમે જવાબ ન આપી શકીએ એવા સવાલ પૂછવાનો

કોઈને હક નથી. અમારાથી નાનાંઓને, ગરીબોને, તો કદી પણ નથી જ નથી.

પણ વિઠુ ડઘાયો નહિ. એ ડોશીના લાલપીળા ચહેરા સામે જોઈ રહ્યો, પછી બોલ્યો: 'હેં ડોશીમા, તમે શા માટે ગુસ્સે થયા?'

ડોશીએ વિઠુનો કાન આમળ્યો. વિઠુ રોતો રોતો નાસી ગયો પણ ભાગતાં ભાગતાં યે એણે પૂછી લીધું: 'શા માટે મને મારે છે?'

વિઠુ ત્યાંથી વાઘરીના વાડા આગળ આવી ઊભો. વાડ ઉપર એક કૂકડી ઘાંટો તાણીને ચિચિયારીઓ કરી રહી હતી: 'મેં ઈંડું મૂક્યું! મેં ઈંડું મૂક્યું!'

એકલો કૂકડો બિચારો ગુસ્સામાં પીછાં ચડાવી ખૂણામાં શાંત ઊભો રહ્યો હતો. છાતી કાઢીને બોલી શકે એમ તો નહોતું, તોએ એ તીખાશથી બોલ્યો: 'હું કેવો ફક્કડ કૂકડો છું; તમે તો અમથી કૂકડીઓ છો!'

એટલામાં વાઘરીની નાનકડી છોકરી આવી, ને ઈંડાં ટોપલીમાં ભરી ઘરમાં લઈ ગઈ.

'તમારાં બધાં ઈંડાં ક્યાં જાય છે?' વિઠુએ વાડ પર ઊભેલી મરઘીને પૂછ્યું.

'શહેરમાં.' મરઘીએ જવાબ દીધો.

‘કોને ઘેર?’

‘પૈસાદારને ઘેર, શ્રીમંતને ઘેર.’ જાણે એ ભારે ગર્વ લેવા જેવી વાત હોય તેમ મરઘી દમામથી બોલી.

‘મને કાં કોઈ દિવસ ઈંડું જોવા ન મળ્યું? હું તો રોજ ભૂખ્યો હોઉં છું.’

‘છિ. તને શું મળે? તું તો મુફલિસ છે, કંગાલ છે. તારી પાસે કશુંયે નથી, જેની પાસે કશુંયે નથી, તેને કંઈ ન મળે. જેની પાસે નાણું હોય તેને બધુંયે મળે.’ મરઘી તિરસ્કાર કરતી બોલી.

‘મારી પાસે શા માટે કશું નથી? હું શા માટે ગરીબ છું? હું કેમ મુફલિસ છું?’

પેલી ડોશીની પેઠે હવે મરઘી ગુસ્સે થઈ ગઈ. તે બોલી: ‘જા, જા હવે. પૂછવા બેઠો! પૂછતાં પણ આવડે છે!’

દુઃખી થઈ વિઠુ આગળ ચાલ્યો. એક શેરી વટાવી ગોશાળા આગળ ઊભો.

શાળામાં ઘણી ગાયો હતી, રાતી, ભૂરી, ધોળી, કાબરચીતરી, જોવી ગમે એવી. બધી હારબંધ ઊભી હતી અને પાસે પડેલું ઘાસ ખાતી હતી.

વિઠુની ભૂખ એકદમ જાગી. તે એક ગાય પાસે જઈ મિત્રભાવે બોલ્યો: 'ગોમા, મને થોડું દૂધ પીવા આપ. મને ભૂખ લાગી છે.'

'મારાથી ના અપાય ભાઈ.' ગાયે જવાબ દીધો. 'એ દૂધ મારું નથી, ગૌશાળાવાળાનું છે.'

વિઠુ અચંબો પામી ગાયની સામે જોઈ રહ્યો. પછી તેણે છાપરાભણી જોયું. પછી તેણે ગાયો ગણવા માંડી: એક, બે, ત્રણ.... પંદર ગાયો તેણે ગણી. બીજી પણ ઘણી હતી, પણ આટલું ગણીને તે થાકી ગયો.

થોડી વાર વિચાર કરી તે બોલ્યો: 'પંદર ગાયો! પંદર ગાયોનું દૂધ ગૌશાળાવાળો પી શકે છે?'

'નારે.' ગાય હસીને બોલી: 'એ તો શહેરમાં દૂધ વેચી આવે છે.'

વિઠુને મરઘીના શબ્દો યાદ આવ્યા. તેણે પૂછ્યું: 'પૈસાવાળાને ઘેર, નહિ?'

'હા.'

'ગરીબ છોકરાંને દૂધ પીવા મળે છે?'

'મૂરખ લાગે છે તું તો. દૂધમાંથી સરસ મલાઈ, માખણ ને ઘી બને છે. એ ઘીની પછી કેવી સુંદર મઘમઘતી મીઠાઈઓ બને છે. પૈસાદારો ઘરમાં બેઠા બેઠા મંગાવીને ખાય છે.'

'તો ગરીબો કેમ એ મંગાવતા નથી? એમને મીઠાઈઓ નથી ભાવતી?'

'કેવું પૂછે છે?' ગાયે કંટાળીને કહ્યું. 'જા ભાઈ જા, હવે દૂધવાળાને દોહવા આવવાનો વખત થયો છે. તને અહીં જોશે તો ખાલીપીલી બે ચાર ફટકારશે.'

વિઠુ ભલી ગાયની પીઠે હાથ ફેરવી વહાલથી ચુંબન કરી આગળ ચાલ્યો.

ચાલતાં ચાલતાં તે એક ખેતર આગળ આવી પહોંચ્યો. મંદ મંદ પવન અનાજનાં ડૂંડાંમાં થઈને પસાર થતો હતો, ને ધીમું ધીમું ગાતો હતોઃ 'હવે કાપણીવાળા આવશે, દાતરડાં સાથે લાવશેઃ તૈયાર! તૈયાર!'

'ડૂંડાંમાંથી દાણા નીકળશે. દાણાની મીઠી પૂરીઓ બનશે. તૈયાર! તૈયાર!'

'એ પૂરીઓ કોણ ખાશે?' વિઠુએ જિંદગીમાં કદી પૂરી ચાખી નહોતી. તેણે પૂછ્યું.

'પૈસાદાર, પૈસાદાર.' ડૂંડાંમાંથી ઝીણો અવાજ આવ્યો.

'વળી પૈસાદાર?' વિઠુ બબડ્યોઃ 'તો શું દુનિયામાં બધું યે પૈસાદારોનું જ છે?'

'હા, બધું યે, બધું યે.' જવાબ મળ્યો.

'શા માટે?'

સવાલ સાંભળી પવન નાશી ગયો. ઢૂંઢાં ગમત થઈ હોય તેમ એક બીજા સાથે અથડાઈ તાલીઓ લેવા લાગ્યાં, ને ગાવા લાગ્યાં: 'કેવો મૂરખ છે તું! કેવો મૂરખ છે તું!'

વિઠુ તો રડવા જેવો થઈ ગયો. તેણે ગુસ્સામાં પગ પછાડ્યોઃ 'પણ મારા સવાલનો જવાબ દોને.'

એક ડુક્કર પાસે ઊભું ઊભું ચરતું હતું. તે બોલ્યું: 'સીમાડે રાયણના મોટા ઝાડ પર એક ઘુવડ રહે છે તે તારા સવાલનો જવાબ દઈ શકશે. જા એને પૂછ.'

'તમે નહિ કહો? શા માટે—'

વિઠુ પૂરું બોલી રહે તે પહેલાં ડુક્કર નાસી ગયું. જતાં જતાં તેની દંતૂડી જેવા તીણા શબ્દો સંભળાવતું ગયું: 'માણસ જાત સાથે મને લાંબી વાત કરવી નથી ગમતી.'

સાંજ પડવા આવી હતી. પડછાયા લાંબા ને લાંબા થતા જતા હતા. વિઠુ ગામ છોડી સીમ તરફ આગળ વધી રહ્યો હતો. તેને બીક લાગવા માંડી હતી પણ પ્રશ્નનો ઉત્તર મેળવ્યા વગર કેમ જવાય?

તે આગળ ચાલ્યો. વનમાં પ્રવેશ્યો. અજાણ્યાં ફૂલોની મીઠી સુગંધ તેને આનંદ પમાડી રહી હતી. બે ત્રણ ફૂલ તેણે ચૂંટયાં અને તે સૂંઘતો સૂંઘતો આગળ ચાલ્યો.

રાયણનું ઝાડ આવ્યું. તેની એક ડાળી પર ઘુવડ બેઠું હતું. નાક પર ગોળ ચશ્મા ચડાવ્યા હતા, અને બે હાથમાં ચોપડી પકડી ઊંધું ઘાલી વાંચી રહ્યું હતું.

'ઘુવડ પંડિત! ઘુવડ પંડિત!'

વિઠુએ બે ત્રણ વાર બોલાવ્યો પણ ઘુવડ વાંચવામાં એવું તલ્લીન હતું કે તેણે કશું સાંભળ્યું નહિ. સાતમી બૂમે તેણે ઊંચું જોયું, અને ગુસ્સાભરી આંખે વિઠુને પૂછ્યું. 'શું કામ છે? જોતો નથી હું વાંચવા બેઠો છું તે?'

'માફ કરો પંડિતજી. કુક્કરે કહ્યું કે તમે સૌથી હોશિયાર છો, એટલે મારા સવાલનો જવાબ મેળવવા તમારી પાસે આવ્યો છું.'

'હં....તારા સવાલનો જવાબ આપવા હું કયાં નવરો બેઠો છું! સાત વરસથી માથાફોડ કરું છું પણ હજુ એનો મને જવાબ નથી જડયો. તેમાં યે આ ઉનાળાની રાત કેટલી ટૂંકી! થોડું વાંચ્યું ના વાંચ્યું ત્યાં નાપાક અજવાળું થઈ જાય છે.' દુઃખી અવાજે ઘુવડે કહ્યું.

‘તમે કયા પ્રશ્નનો જવાબ ખોળો છો?’ કુતૂહલથી વિઠુએ પૂછ્યું.

‘માનવી મગતરા, તને એમાં શી સમજ પડવાની છે? એ સવાલમાં દુનિયાના બધા સવાલો સમાઈ જાય છે. એ સવાલ એ છે કે માણસો આવા મૂરખા કેમ છે?’

‘માણસો ખરેખર એવા મૂરખા છે!’ નવાઈ પામીને વિઠુએ પૂછ્યું.

‘હા.’ મક્કમતાથી ઘુવડે કહ્યું. ‘તને એટલી યે ખબર નથી તો શું કરવા મારો વખત બગાડવા આવ્યો છે? તને શું કશી જ ખબર નથી એમ?’

‘બહુ નથી, થોડી છે.’ શરમાઈને વિઠુ બોલ્યો: ‘હું તો કોલસાની વખારના મજૂરો ભેગો રહું છું. એ લોકો મુછાળા માણસો છે, કેટલાક તો બુઢ્ઢા પણ છે—એ બધા હોંશિયાર લાગે છે.’

‘હા! હા! હા!’ વનની શાંતિમાં ઘુવડનું હસવું બહુ વિકરાળ લાગ્યું. તે બોલ્યું: ‘હા! હા! હા! માણસની મૂરખાઈનો તું અચ્છો નમૂનો છે. તું કહે છે બધા મજૂરો ડહાપણવાળા છે. ઠીક ભાઈ, કહે જોઉં, ત્યાં કોણ તારું ખાસ મિત્ર છે?’

‘શશી.’

‘શશી કોણ છે?’

‘નાની છોકરી.’

'શું કરે છે એ?'

'સવારથી સાંજ મજૂરી કરે છે. સૌથી પહેલી ઊઠે છે, ને સૌથી છેલ્લી સૂઇ જાય છે.'

'ત્યારે તો એ ખૂબ કમાતી હશે, સરસ કપડાં પહેરતી હશે, સરસ ખાવાનું ખાતી હશે.'

'ના રે, ના. બિચારી મારા જેવી ગરીબ છે. લૂગડાં માગી લાવી સાંધી કરી પહેરે છે, ને અજીઠું સિવાય બીજું કશું ખાવા પામતી નથી.'

'હં, હં. કશું પામતી નથી તો શું કરવા એ આટલી બધી મહેનત કરે છે?'

વિઠુએ બહુ બહુ વિચાર કર્યો પણ આનો જવાબ જડયો નહિ. તે બોલ્યોઃ 'મને એ ખબર નથી.'

'પણ મને ખબર છે. એ મૂરખ છે. શશી શું નથી જાણતી કે કેટલીક રૂપાળી બૈરીઓ કદી પણ કશું યે કામ કરતી નથી? અને છતાં ફક્કડ લૂગડાં પહેરે છે, સરસ ખાવાનું ખાય છે, હરે છે, ફરે છે, ને લહેર કરે છે? જરૂર એ જાણે જ છે. તો પછી એ કેમ વિચાર નથી કરતી કે હું આખો દિવસ મજૂરી કરૂં છું છતાં એને બધું કેમ મળે છે?'

'એને એ નહિ સૂઝયું હોય.'

'બસ ત્યારે! તમારી હોશિયાર શશી મૂરખ સાબિત થઇ ગઇ. બોલ, બીજા કોને તું હોશિયાર સમજે છે?'

'પશા કાકાને.'

'કોણ છે એ?'

'ખૂબ ઘરડા છે. માથે ધોળાં આવ્યે ચાલીસ વરસ થયાં. આજે એંશી વરસના છે. સાઠ વરસ લગી તો મિલમાં મજૂરી કરી. આ દશ વરસથી ઘેર બેઠા છે. હાથપગ રહી ગયા છે એટલે હવે કામે નથી જવાતું. પણ મિલમાં સાૈ એમના કામનાં વખાણ કરે છે.'

'સાઠ વરસ મજૂરી કરી! ઓહોહો! ત્યારે તો પશાકાકાનો રૂવાબ નવાબ જેવો થઈ ગયો હશે? સાૈ એમની તહેનાતમાં રહેવા પડાપડી કરતાં હશે. સુંદર મશરૂની તળાઈઓમાં પોઢતા હશે. મજાનું ખાવાનું ખાતા હશે, આરામથી રહેતા હશે—નહિ?

'નહિ, નહિ. રોટલો ચવાતો નથી એમ કોક દહાડો કહેવા જાય છે તો શેઠાણી તડૂકી ઊઠે છે. શેઠાણીનાં છોકરાં બિચારા કાકાનાં હાડકાંપાંસળાં કૂદી-કૂદીને ભાંગી નાખે છે.'

'ઘડપણમાં ખાઈ શકાય એવું પણ ન મળે તો પછી સીત્તેર વરસ લગી મજૂરી કરી એણે મેળવ્યું શું?'

'શી ખબર.'

'એનું કારણ એ મૂરખ છે. શશીની પેઠે એને પણ ખબર છે કે કેટલાક માણસો કશી મહેનત નથી કરતાં,

છતાં બાદશાહની પેઠે રહે છે. કેમ, માણસો મૂરખા છે એ મારી વાત ખોટી છે શું?'

'ના.' વિઠુએ દુઃખી કંઠે જવાબ દીધો.

થોડી વાર રહી વિઠુએ પૂછ્યું: 'હં, ઘુવડ પંડિત! એક સવાલ પૂછું? દુનિયામાં આમ પૈસાદારો ને ગરીબો કેમ છે?'

'હજી ના સમજ્યો, મૂરખ? કારણ કે ગરીબો મૂરખા છે.'

'પણ તેઓ કેમ મૂરખ છે?'

ડોશી અને મરઘીની પેઠે ઘુવડ પણ આ વખતે ગુસ્સે થઈ ગયું. પણ તેણે શાંતિ રાખી જવાબ દીધો: 'મૂરખના સરદાર, એ તો તને પહેલું જ કહી દીધું છે કે માણસો મૂરખા કેમ છે એનો જવાબ હું આ કિતાબોમાં સાત વરસથી ખોળું છું. સો વરસ પછી આવજે, કદાચ હું તને તેનો જવાબ દઈ શકીશ.'

'પણ શા માટે—'

'ચૂપ, મારો ખૂબ વખત બગાડ્યો. જા, હવે કોયલ પાસે.'

'ક્યાં રહે છે એ?'

જવાબ ના મળ્યો. ઘુવડ વાંચવામાં તલ્લીન બની ગયું હતું.

'હું કેવો મૂરખ છું.' વિઠુ બબડ્યો. પણ કોયલને મળવા ક્યાં જવું? એ એવો થાકી ગયો હતો કે થોડેક ચાલી ભોંય પર બેસી પડ્યો. તેનાથી રડી પડાયું. દુનિયામાં તેનું કોઈ નહોતું. કોઇ તેની સાથે ધીરજથી વાત પણ નહોતું કરતું. કોઇ તેને સમજાવતું પણ નહોતું.

એવામાં ઓચિંતો પાસેના ઝાડ પરથી મીઠો મધુર કંઠ સંભળાયો: 'કેમ રડે છે, ભાઈ?'

ઊંચું જોયું તો પીપળાની તેના માથા પર આવેલી એક ડાળી પર એક નાનકડી સુંદર છોકરી બેઠી હતી. સોનેરી વાળ પગની પાની સુધી લટકતા હતા. ચન્દ્ર જેવું તેનું મુખ રૂપાળું હતું. તારા જેવી તેની આંખો ચમકતી હતી.

પીંછાની પેઠે તે સરરર કરતી નીચે ઊતરી આવી, અને વિઠુના ખભા પર બેઠી.

પીંછા જેટલો પણ ભાર વિઠુને લાગ્યો નહિ. કોમળ નાજુક હાથ વિઠુના મોં પર ફરવા લાગ્યા. વિઠુને એ ખૂબ ગમ્યું. તેનાં આંસુ સૂકાઈ ગયાં. તેણે ધીમેથી પૂછ્યું: 'કોણ છો?'

'હું પરી છું. પીપળામાં રહું છું. રાત્રે રમવા નીકળું છું. પણ તું કોણ છે? કેમ રડે છે?'

વિઠુએ બધી વાત કરી. છેવટે તે બોલ્યોઃ 'જ્યારે ત્યારે મારે શા માટે, શા માટે, પૂછવું પડે છે. મને કોઈ જવાબ દેતું નથી તેથી હું દુઃખી દુઃખી થઇ જાઉં છું. મને ક્યાંય ચેન પડતું નથી. બીજા તો કોઈ શા માટે શા માટે પૂછતા નથી, ને હુંજ એકલો કેમ પૂછપૂછ કરૂં છું?'

પરી હસી. તેનો સુંદર ચહેરો અધિક સુંદર દેખાયો. તે બોલીઃ

'તું એકલો નથી. તારા જેવા હજારો ને લાખો દુઃખિયાઓ, મુંઝાતાઓ છે. તારા જેવો જ સવાલ એ લોકો પણ પૂછ્યા કરતા હોય છે. તું એકલો નથી. તારા કાન જમીન ને અડકાડી સાંભળ. શું સંભળાય છે મને કહે.'

વિઠુ જમીન પર કાન માંડી સાંભળી રહ્યો. પહેલાં તો અસ્પષ્ટ અવાજ જેવું સંભળાયુંઃ

'બા, બા, ભૂખ લાગી છે. મને કેમ કશું ખાવાનું નથી આપતી?' નાનાં બાળકો બોલતાં હતાં.

'શહેરમાં મજૂરી કરી કરી બળી ગયો. હવે તો જરા દરિયાકાંઠે હવા ખાવા જગા મળે તો સારૂં. પણ કેમ મારી પાસે એટલા પૈસા જ ભેગા થતા નથી?' પુખ્ત ઉંમરનો છોકરો હશે.

'આખો દિવસ પરસેવો પાડું છું તોયે માંડ માંડ પૂરું કરું એટલો ઓછો પગાર મને કેમ મળે છે?' બોલનાર સ્ત્રી હતી.

'પૈસાદારને કેમ બધું છે, ને અમારી પાસે કેમ કશું નથી?' એક પુરુષ ગર્જતો હતો.

અને પછી એકદમ બધા અવાજો એક થઈ ગયા. ધરતીના વિરાટ હૈયામાંથી જાણે હાય ઊઠી. લાખો કંઠમાંથી એક દર્દભર્યો ચિત્કાર જાગ્યોઃ

'શા માટે? શા માટે અમારી આવી દશા?'

વિઠુ બેઠો થયો. પાસે ઊભેલી પરીને તેણે પૂછ્યુંઃ 'આ બધા લોકો કોણ છે? શા માટે અમારી આવી દશા?'

'એ બધા તારી નાતના છે. તારાં કુટુંબીઓ છે. તું કહે છે તું કોઈને ઓળખતો નથી, પણ હવે તું સૌને ઓળખે છે. ધરતીના ખૂણાખૂણામાંથી આ અવાજો આવ્યા છે. દુનિયાની બધી ભાષાઓ તેં આજે સાંભળી છે અને તેનો અક્ષરેઅક્ષર તું સમજ્યો છે. મોટો થઈશ ત્યારે હજારો ને લાખો જીવો તને આ જ સવાલ પૂછનારા મળશે. રોજ રોજ નવા નવા અવાજો એમાં ઉમેરાતા જશે. હજારોના લાખો થશે, અને લાખોના કરોડો થશે—એથી યે વધશે. પછી એનો જવાબ જડશે. અને ત્યારે જગતમાંથી દુઃખ, સંતાપ, ભૂખમરો નાબૂદ થશે.'

'ક્યારે થશે એ ?' આતુરતાથી વિઠુએ પૂછ્યું.

'ક્યારે એ ચોક્કસ તો નથી કહી શકતી. હું તો માત્ર આટલું જાણું છું કે જ્યારે જ્યારે હું ધરતી પર કાન માંડું છું ત્યારે દરેક વખતે નવા નવા અવાજો, વધારે ને વધારે ચિત્કારો સાંભળું છું. તેથી મને લાગે છે કે એ શુભ દિવસ બહુ દૂર નથી.'

'એ દિવસ હજી પાસે આવે એવું ન કરી શકાય?'

'વાહ! કેમ નહિ? હજી દુનિયામાં એવાં ઘણાં માણસો છે જેમને પોતે કેટલાં દુઃખી છે ને બીજાં કેટલાં લહેર કરે છે તેની કશી ખબર નથી. એ લોકો ગદ્ધાવૈતરું કરે છે, પણ પ્રામાણિક મજૂરી કરવા છતાં ભૂખમરા જેવો પગાર કેમ મળે છે તેનો તેમને વિચાર આવતો નથી. એ ગરીબ અંધ સ્રીપુરુષોને સત્યનું દર્શન કરાવવું જોઈએ. પણ એ સહેલું નથી. કારણકે એ ગરીબ દુઃખી લોકો રોજ રોજ વૈતરું કરી એવાં થાકી ગયાં હોય છે કે તેમનામાં વિચાર કરવા જેટલી તાકાત હોતી નથી. એટલે તમે 'શા માટે' પૂછનારાઓએ જાતે મથન કરવું પડશે.'

'એટલે? શું હું શા માટે શા માટે પૂછ્યા જ કરું એમ?'

'હા, એમ. પણ જો, પૈસાદારોને એ પ્રશ્ન પૂછતો નહિ. એ લોકો જવાબ નહિ આપે. કારણકે જો સાચો જવાબ આપવો હોય તો એમણે એમ કહેવું પડે કે

'અમે પૈસાદારો એવા લોભી, સ્વાર્થી અને ઝેરીલા છીએ કે તેથી ગરીબો માટે દુનિયા અસહ્ય બની ગઈ છે.' આવું કોઈ પોતાને માટે કહે ખરું? માટે ગરીબોની પાસે જા; તેમને પૂછ: 'શા માટે દિનભર મજૂરી કરવા છતાં તને સૂકો રોટલો મળતો નથી, અને પૈસાદારને મિષ્ટાન્ન મળે છે? શા માટે તારાં બાળકો દૂબળાં અને ચ્હીલાં છે અને પૈસાદારનાં ગલગોટા જેવાં લાલબુંદ છે? શા માટે જીવનભરની મહેનત પછી પણ ઘડપણમાં તમારે બીજાંની દયા પર જીવવું પડે છે ને એ આળસુપીરોને અમનચમન હોય છે?' આવા બધા સવાલો ગરીબોને રોજ રોજ, ફરી ફરીને પૂછ, છેવટે એમના જ મગજમાં એ સવાલ જાગશે અને પછી તો હથોડાની પેઠે એ અન્યાયના માથા પર તૂટી પડશે અને અન્યાયનો નાશ કરશે. કેમ, કરીશને આટલું?'

'હા.' વિઠુની આંખો ચમકતી હતી.

પરીએ વિઠુના કપાળ પર હળવેથી ચુંબન કર્યું, પછી બોલી: 'તારે કપરું જીવન જીવવું પડશે, વિઠુ. હરદમ લુંટાઈ જવાની બીક રાખતા તવંગરો તને હેરાન કરવા બનશે એટલું કરશે. તને બીવડાવશે, તને દગાબાજ બનાવવા મથશે. તું મોટો થઈશ એટલે કોઇ તારો અવાજ ન સાંભળી જાય એટલા સારુ તને જેલમાં પૂરશે. પણ તું કદી નિરાશ થતો નહિ. હજારો મૂંગાની જીભ બનવા તું જન્મ્યો છું. તું કદી એકલો નહિ હોય, યાદ રાખજે.'

વિઠુનો ખભો થાબડી પરી ઊડીને ઝાડ પર પહોંચી ગઈ.

'ઘડી રહો.' વિઠુ બોલ્યો: 'પેલો ઘુવડ કહેતો હતો કે હજી સો વરસે હું તને આનો જવાબ આપી શકીશ. સો વરસ? એ ખરું કહેતો હતો?'

'એનો આધાર તમારા પર છે.' હસીને મધુર કંઠે પરીએ જવાબ દીધો: 'માણસને ડાહ્યા થતાં કદાચ સો વરસ પણ લાગે અને જો તું ને તારા ગોઠિયા દિનરાત પ્રશ્ન પૂછયા જ કરો તો સુખ ને સ્વાતંત્ર્યનો દિવસ વીસ વરસમાં, અરે, દશ વરસમાં આવે. અરે, કદાચ આવતી કાલે જ આવી જાય.'

પરી અદૃશ્ય થઈ ગઈ. પણ દશે દિશાએથી ધીમો મધુર અવાજ વિઠુને સંભળાઇ રહ્યો.

'આવતી કાલે.....આવતી કાલે....આવતી કાલે.'

# દેખો આ દુનિયા—

ફાંદ ફૂલેલો જાડો માણસ
દુનિયાભરમાં મહાલે,
મશાણમાં એ જશે ત્યાંલગી
ડગલું યે નહિ ચાલે.—૧

કિલ્લો ફરતો બાંધી એણે
મહેલ ચણાવ્યો મોટો,
છઠ્ઠે માળ ઊભીને એણે
પછી પડાવ્યો ફોટો.—૨

રૂડી રૂપાળી મોટર ગાડી
વાયુ વેગે દોડે,
કામ ઘણું એનું એ કરીને
આંખો મીચી દોડે.—૩

એ કહે હું સર બહાદુર છું
મારી વહુ છે લેડી,
શકિત છે મારામાં એવી,
પાણીમાં પાડું કેડી.—૪

પણે મિલોનાં નાક બળે જો,
ભકભક થાય ધુમાડા,
અહીં એ બેઠો રહ્યો ઉડાવી
માલ મલિદ રસાળા.—૫

લાખ મજૂરો કરે મજૂરી
પરસેવામાં નહાતા,
નફો બધો એ ખાઈ ખાઈને
શ્રીમંત માતા થાતા.—૬

છાતીતૂટ મજૂરી કરતા
મજૂર અહીંયાં ઊભા,
લોહી વહેતું પાણી થૈ તો પ
શકયો ન લાવી જૂતાં.—૭

ઘર શું એને ? એક ઝૂંપડી,
કાલ પડે કે આજે,
અંધારામાં શરદી ભેજે,
મચ્છર તમરાં ગાજે'—૮

બૈરી એની માંદી તોયે
    રાંધે યા વાસણ માંજે,
પાણી ભરવા શ્રીમંતઘેરે,
    જાયે સવારસાંજે.—૯

કારખાનામાં ઊભો મુકરદમ,
    જલદી, જલદી, બોલે,
મિજાજ એનો સત્તર ખાંડી
    જરૂર થાશે તોલે.—૧૦

બાર બજ્યા, સીટી વાગી, ને
    મજૂર બેઠા ખાવા,
મેવો શાનો? મીઠાઈ શાની?
    એને તે શા બાવા?—૧૧

દશમી તારીખ, પગાર આવ્યો,
    આટલેથી શું થાશે?
ઘરનું અસંખ્ય જોતું કરતું
    કેમ કરી ખરીદાશે?—૧૨

શેઠ કહે રે, કામ કરો સૌ,
નફો ખૂબા ખૂબ આપો,
કામ કરો બમણું, નહિ તો
હું, પગાર અડધો કાપો.—૧૩

કૂકડો બોલે મજૂર-બાળક
દૂધ વેચવા ચાલે,
શ્રીમંત બાળક ડૂબ્યો પથારી
નિરાંત નિંદર મહાલે.—૧૪

મજૂર-બાળક રમે કીચડમાં
શેરીમાં અથડાતાં,
શ્રીમંત બાળક ફરે મોટરે
હવા મજાની ખાતાં.—૧૫

મજૂર-બાળક ગંદાં લાગે
ચીંથર લૂગડાંવાળાં
શ્રીમંત-બાળક સુંદર શાણાં
ફક્કડ વેશ રૂપાળાં.—૧૬

મીઠાઈ મેવો ફળ પીસ્તાંની
દુકાન રસ્તે આવે,
મજૂર-બાળક ખરીદવાનો
પૈસો ક્યાંથી લાવે?—૧૭

શાસ્ત્રી બોલે: 'ઇશ્વર મોટો,
તે જ બધાનો દાદો,
ગરીબ તવંગર બધું ખરે
એની ઇચ્છાનો સોદો.—૧૮

પોલિસવાળો 'કાયદો' રાખે,
ડંડો લઈને ચાલે,
મજૂર કંઈ બોલે તો ડારી
કોટડીમાં બેસાડે.—૧૯

મજૂર-નેતા લડયા જેહ
અન્યાય સહ્યો ના જાયે,
ગોળી ખાઈ પડયા એ સૂતા,
એ ના ખૂન ગણાયે!—૨૦

પણ રશિયામાં નથી એવું, એ
    એક દેશ છે એવો,
મજૂર સભા, મજૂર રાજ્ય ત્યાં,
    શ્રીમંત કોને કહેવો ?—૨૧

લેનિન-મર્દ તણો બચ્ચો એ
    સૌને ખરું શીખાડયું,
ઊઠયા મજૂરો એક બનીને
    પળમાં રાજ જીતાડયું.—૨૨

આજે ત્યાં સૌ હસે મજૂરો
    રમે, ફરે, ને લહેરે,
સરખા હક્કે રહે સહુ ત્યાં
    ગર્વ છલકતો ચહેરે !—૨૩

રસ્તે જાતાં મજૂર સાથે
    પ્રધાન હાથ મિલાવે,
કોઈ નથી મોટું કે છોટું
    સૌ બિરાદર કહાવે—૨૪

બાળક હોંશે ભણે નિશાળે,
મિત્ર સહુનાં બનવા,
જગનાં દુઃખ અને અન્યાયો
કદી સહી નહિ લેવા—૨૫

નથી ઘરોમાં સોટી શિક્ષા,
નાનાં મોટાં સાથે,
કામ થયું કે ભેગા થઈને
હસે રમે સંગાથે—૨૬

કદી બાળકો ટોળે થઈને
ચાલે, હારો હારે,
ઢીંગાંગ ઢીંગાંગ ઢોલ બજાવે,
ગાતા જય જયકારે—૨૭

તારકવાળી ધજા ફરફરે
સૌને માથે જ્યારે
મજૂર-હિત છે સૌથી પહેલું,
નમી કહે સૌ ત્યારે—૨૮

# શા માટે ?

જ્યાં ગોરિલા નાચે છે, હસે છે, ખેલે છે, જ્યાં હાથી વાંસનાં જંગલોમાં માથું ખંજવાળે છે, જ્યાં જળઘોડા નદીઓનાં ભાઠાંમાં લાંબા થઈ પોઢે છે, ત્યાં એ બધા રહેતા હતા.

‘દોડો દોડો! જોવા જેવું!
લેવા જેવું!
કેવું કેવું!
ઓહો હો! ઓહો હો!’

દરિયામાં આગ લાગી,
દરિયામાં આગ લાગી—
ધુમાડો અહીં આવે છે! આ આવ્યો!
આ આવ્યો!

'કેવું ભયંકર જાનવર! શું હશે એ ? કેવડું મોટું ? માથામાંથી કેવા ધોધમાર ધુમાડા કાઢે છે ? કેવું ઝડપથી તરે છે ? જળ ઘોડાથી યે મોટું છે !'

એક પલકમાં તો એ જળઘોડાથીયે મોટા પશુનું પેટ ફાટયું અને એમાંથી ઝડપભેર કેટલાક વિચિત્ર માણસો નીકળી પડયા. બરાબર માણસો જ—હાથ, પગ, માથું, આંખ, કાન, નાક. માણસ છે, એમાં જરાયે ભૂલ નહિ. પણ ચામડી જરા જુદી, કાળી નહિ પણ ધોળી.

એ ધોળા માણસો જમીન પર આવી ઊભા અને બોલ્યા, 'હે કાળા મિત્રો ! અમે અહીંથી જતા હતા ત્યાં તમને જોઇ, તમે સુખમાં રહો એટલા ખાતર અહીં આવ્યા છીએ. જુઓ, અમે તમારે માટે કેવું કેવું લાવ્યા છીએ !'

પેટીઓ ઉઘાડી એ ધોળા માણસોએ કાચના મણકા, કીડીઓ, બંગડીઓ વગેરે હબસીઓને આપ્યાં. હબસીઓએ એથી ખુશ થઇ એમને સોનાના કકડા આપ્યા.

કાચના મણકાની માળાઓ ગળે નાખી હાથમાં દારૂના શીશા લઈ, માથે કાગળના ટોપા મૂકી, પગમાં, હાથમાં કંઈકંઈ પહેરી હબસીઓ હરખાતા નાચતા કૂદતા ગાવા લાગ્યાં.

**કેવી મજા ભાઈ, કેવી મજા !**
**ગોરા લોકોથી ભાઈ, કેવી મજા !**

કેવું પીવાનું, કેવું પહેરવાનું!
ગોરા રહે તો કેવું સુખ થવાનું!

આખી રાત હબસીઓએ ગાણાં ગાયા કર્યાં.

પણ બીજે દિવસે સૂરજ ઊગતાની સાથે ગોરા મહેમાનો હાથમાં ચાબૂક લઈ આવી પહોંચ્યા અને ધમકાવવા લાગ્યા, 'હેઇ, ચલો, કામ પર ચલો. અમે તમારા માલિક છીએ, તમે ગુલામ છો. કામ કરો.'

'અમારે માટે ખેતર ખેડો. કોદાળી પાવડા લો ભાર ઊંચકો.

'અમને રિક્ષામાં બેસાડી ખેંચી જાઓ. જલદી દોડો, જલદી.

'અમારાં બૈરીછોકરાંની સેવાચાકરી બજાવો.

'અમે વેચીએ તો વેચાઇ જાઓ. મારીએ તો મરી જાઓ. મૂંગા મૂંગા રહેંસાઇ જાઓ. ચૂપ! બોલવાની મના છે.'

'ના કહે છે? તો જોઇ લે.'

ગોરાએ ગજવામાંથી નાનકડું કંઈક કાઢ્યું. કળ દબાવી ને પલકમાં એક ચમકારો થયો. ધૂમાડો દેખાયો, અવાજ થયો. કાણામાંથી કંઈક નીકળી હબસીના શરીરમાં પેસી ગયું. હબસી ચીસ પાડી લાંબો થઈ પડયો. પછી ઊઠયો જ નહિ.

ત્યારથી એક બીજું જ ગીત હબસીઓમાં ગવાવા માંડયું:

‘કાળા કાળા દેશમાં
કાળા કાળા લોક,
ધોળાઓને દેખી ભાઈ,
જુઓ, મૂકે પોક !

ધોળા ધોળા લોકોની
ધોળી ધોળી વાણુ,
ગજવામાં લઈને ફરે
તીખું વજ્જર બાણુ.

કાળાઓના દેશમાં, નહિ
ખાવાની તો ખોટ
પણ કાળાને કરમે બાપા !
મળે ન ચપટી લોટ !

ધોળા ધોળા લોકોનું
નિશાન બેનમૂન,
બાહુ માંહે બળ કેવું
કરી નાખે ખૂન !

કાળાઓના દેશમાં
છે ધોળાઓનું જોર,
કાળાઓના ડગલા, નહિ
સુકાયા આઠે પહોર.

**એક રાત્રે એક નાનકડો હબસી એક હાથીના પગ તળે લપાઈ ધીમે ધીમે હાથીને પૂછી રહ્યો હતો :**

'હાથી દાદા ! હાથી દાદા ! તમને ખબર છે. આ ધોળા લોકો કાળાઓને કેમ આટલા બધા મારે પીટે છે? જૂઓ, આ મારી ચામડી કેવી ફાટી ગઈ છે. મને ખાવાનું યે નથી ભાવતું. તમે તો જાણો છો મને રોજ કેવી કકડીને ભૂખ લાગે છે. હું કદી નહિ રડું, મને એક વાત કહો શા સારુ આ ધોળાઓ કાળાઓને આમ વગર વાંકે નિર્દય પણે પીટે છે? શા માટે? ઓ મારા હાથી દાદા, શા માટે આ લોકો આમ કરે છે?'

અને, સવાર થતાં સુધી એ હબસી છોકરો હાથી-દાદાને જવાબ માટે કરગરતો રહ્યો.

હું તમને પૂછું—તમે કહેશો એનો જવાબ ?

# જાદુઈ મહેલ

હું નાનો હતો ત્યારે રહેતો એ અંધારો ઓરડો મને હજુ યાદ છે. ન મળે પૂરતાં હવા ઉજાસ. દિવસે એટલો ઘામ થાય કે રહેવાય નહિ. દહાડે દીવા કરવા પડે. અને દીવા પણ શાના ?

નાનકડા માટીના કોડિયામાં તેલ પૂરી દીવો સળગાવાય. પવન આવે હોલવાઈ જાય કે વખતે, અમારી બાજુમાં એક મકન કાકાના ઘરમાં થયેલું તેમ તણખો ઊડી છાપરે લાગે, ને આખું ઘર સાફ કરી નાખે.

બા રાંધવા પેસે ત્યારે લાકડાં છાણાંનો કેટલો ધુમાડો થાય ! ના પૂછો વાત. ઘરમાં તે વખતે બેસાય નહિ. ધુમાડો આંખોમાં, મોંમા પેસી જાય. આંખોમાંથી પાણી નીતરે, ગળું ઉધરસે ભરાઇ જાય, ને કશું સૂઝે કરે નહિ.

આવું બંધિયાર છતાં ઉનાળે એવા ઘરમાં સૂવું પડે. પરસેવે પથારી ભીની ભીની થઈ જાય.

તે વખતે મારાં દાદીમા અમને રોજ રાત્રે વાર્તા કહેતાં. એમાં જાદુઇ મહેલની વાત મને ખૂબ ગમી ગઈ હતી. મને ખબર હતી કે એ જાદુઈ મહેલ મારા ઘર જેવો ન હોતો. ત્યાં તો બધું ખૂબ સુંદર અને રળિયામણું હતું.

મેં કહ્યું. 'દાદીમા, આપણે એવા મહેલમાં કેમ રહેવા જતાં નથી?'

દાદીમાએ કહ્યું: 'એવો મહેલ આપણાં નસીબમાં ક્યાંથી, ભાઈ?'

ખરેખર, દાદીમાને એવા મહેલની તે વખતે ખબર ન હોતી. પણ આજે હું તો સાચે જ એવા જાદુઇ મહેલમાં જ રહું છું એમ મને લાગે છે. કદાચ એ જાદુઈ મહેલ કરતાંયે મારા ઘરમાં આજે ઘણું વધારે છે.

હું આજે સુંદર મહેલના છઠ્ઠા માળમાં બે વિશાળ ઓરડા રોકી રહું છું. બારીમાંથી જોઉં છું ત્યારે ચોતરફ અદ્‌ભુત સુંદર દેખાવ નજરે પડે છે.

બપોરે જમી કરીને કારખાનામાં કામે જાઉં છું. ને થોડાક કલાકમાં તો પાછો મારી ગાડીમાં જ ઘેર આવી પહોંચું છું. મારા મકાનની પાસે જ દરિયો છે. દરિયા કિનારે સુંદર ઉદ્યાન છે. ઉદ્યાનમાં ફરું છું, દરિયામાં તરવા નહાવા પડું છું, તો કોઈ વાર હોડીમાં બેસી ગાન ગાઉં છું.

રાત્રે ઘરમાં બટન દબાવું છું કે દીવો થઈ જાય છે. જાણે નાનકડો ચંદ્ર! કેવો ઠંડો પ્રકાશ! કશી પંચાત

નથી, હોલવવાની બીક નથી, દાઝવાની કે આગ લાગવાની બીક નહિ. કેવું સરસ! તેલ પૂરવાની, સળગાવવાની, સાફ-કરવાની બધી કડાકૂટ ગૂમ.

અને ઓરડામાં ખૂબ ઠંડી લાગે તો સામેની ચકલી ફેરવવાની. તરત જ ગરમીનો ધોધ છૂટે. કપડાં કાઢીને બેસો!

તાપ લાગે તો દાબો પેલું બટન. ઠંડો પવન થાક ઉતારી નાખશે.

બાથરૂમમાં સ્વચ્છ સુંદર પાણીની ચકલી. નહાવા ધોવાની કદી ફિકર નહિ.

પાણી ગરમ કરવા માટે કે ખોરાક પકવવા માટે સ્ટવને માત્ર દિવાસળી લગાડી કે બસ.

નીચે ઊતરવું હોય તો પેલી ખુરશીમાં બેસી જઈ બટન દાબવાનું. અડધીક મિનિટમાં છ માળ નીચે! તેવી જ રીતે પાછું ઉપર ચડવાનું...!

મારાં દાદીમાની જાદુઈ મહેલની વાત મારા જીવ-નમાં તો સાચી પડી છે.

# એની દાનત સાફ હતી!

એક હતું રીંછનું બચ્ચું.

એનાં માબાપ મરી ગયાં એટલે બિચારું અનાથ બની ગયું. રાતદિવસ રડ્યા કરે. એ જોઈને એક ઋષિને દયા આવી. તેમણે એને પંપાળીને છાનું રાખ્યું. તેડીને પોતાના ઘરમાં આણ્યું, ખવડાવ્યું, પીવડાવ્યું ને ખોળામાં સુવાડી ઉંઘાડયું.

બચ્ચું તો રહ્યું ઋષિને ઘેર. ભૂખ લાગે તો ઋષિ પાસે દોડી જાય. ન ગમે તો ઋષિના ખોળામાં સૂઈ જાય. એને તો ઋષિનું ઘર ખૂબ ગમી ગયું. મધ કરતાંયે એને ત્યાં વધારે મીઠું લાગ્યું.

એક ઉનાળાની બપોરે સખત તાપથી થાકી ઋષિ પોતાના આશ્રમમાં લીમડા નીચે ઊંઘી ગયા હતા. રીંછનું બચ્ચું પાસે બેઠું હતું. એટલામાં ક્યાંકથી એક

ભમરો ઊડીને ત્યાં આવ્યો, અને ઋષિના માથાની આસપાસ ગણગણતો ફરવા લાગ્યો.

રીંછને ખબર હતી કે ભમરો જ્યારે શરીર પર બેસે છે ત્યારે કંઈક એવું કરે છે જે મીઠું નથી લાગતું. તેથી ભમરાને ઉડાડી મૂકવાનો તેણે વિચાર કર્યો.

એટલામાં તો ભમરો ઋષિના ચકમકતા રાતા નાક ઉપર બેસી ગયો. રીંછે એ જોયું. એને બીક લાગી કે હવે ભમરો ઋષિને ડંખ દેશે, ને ઋષિ જાગી ઊઠશે. તેથી ભમરાને બરાબર ખબર પાડી દેવા માટે તેણે જોસથી પોતાના જમણા હાથનો પંજો ઉગામ્યો અને સડાક કરતો ઋષિના નાક પર થાપો લગાવી દીધો.

રીંછનું જોર એટલે શું ? ભમરો નાક પર જ ચંપાઈને મરી ગયો. પણ ઋષિ એક કારમી ચીસ પાડી ઊઠયા. એમની લાંબી દાઢી ભયથી ઊભી થઈ ગઈ હતી. એમની આંખો ફાટી ગઈ હતી. એમનું નાક? રીંછના મુક્કાથી બરાબર સપાટ થઇ ગયું હતું અને એમાંથી દડદડ લોહી વહેતું હતું.

ભમરાને મરેલો જોઇ રીંછ ખુશ થઇ હરખાતું હતું ત્યાં તો ઋષિનો ક્રોધ જોઈ તે વિચારમાં પડી ગયું કે મેં કેટલું સરસ કામ કર્યું છે છતાં મારી પીઠ થાબડવાને બદલે આ બેકદર ઋષિ મારા પર ક્રોધ કરે છે !

કહેવાની જરૂર નથી કે ઋષિએ પછી રીંછને

પણ રીંછની દાનત સાફ હતી એની કોઈથી ના નહિ પાડી શકાય. કંઈ નહિ તો એની સાફ દાનતની તો આપણે કદર કરવી જોઈએ ?

પણ ઋષિ કહે છે: "એકલી સાફ દાનત નહિ ચાલી શકે. બુદ્ધિનો દરવાજો બંધ કરી સાફ દાનતવાળાઓએ દેશનું ઘણું સત્યાનાશ વાળી નાખ્યું છે. અમારે સાફ દાનત નહિ જોઈએ, સાફ કામ જોઈએ."

# વિમાનની સફરે

## ( રશિયન બાલવાર્તા )

"કેમ, ઝુક ?"

"કેમ, ફીઓડોર ?"

"ચાલવું છે ફરવા ?"

"ક્યાં, બસમાં ?"

"હવે બસ કેવી ?"

"ત્યારે ટેક્સીમાં ?"

"ના રે ના, એમાં કંઈ મજા નહિ."

"ત્યારે શું વિમાનમાં ઊડવું છે ?"

"એથી ય વધારે, ઓટો-જીરો-વેલો-પ્લેનમાં"

"એ વળી કયું પ્રાણી ?"

"પ્રાણી નથી, મુરખ, એ તો નાનું સરખું યંત્ર છે. જમીન પરથી સીધું જ ઊંચે ઊડે. કલાકના ચારસો માઈલ ઊડે ને જરાય અવાજ કરે નહિ.'

"હવે મશ્કરી છોડો."

"ભલે, તને મશ્કરી લાગતી હશે, પણ તારે આવવું છે કે નહિ, એ કહી દે."

"ખરેખર કહો છો?"

"જો સાંભળ, ઝુક! અમારા લાલ—તારક મોટર કારખાનાના કામદારોએ હમણાં જ આ નાનકડું યંત્ર બનાવ્યું છે. કેટલીય વાર એની પરીક્ષા કરી લીધી છે. સરસ છે, આજે એની જરા લાંબા અંતર સુધી કસોટી કરવી છે, હું એનો પાયલટ બનવાનો છું. તું મારો ઉતારુ બનીશ? તું લાલતારક પાયોનિયર છે, એટલે તને લઈ જવાનું કહું છું. આવવું છે કે નહિ?"

"ચાલો." ઝુકની આંખો ચમકી રહી, એ તો કૂદવા માંડયો. ગળામાંથી રૂમાલ ખેંચી કાઢયો ને હવામાં ફરકાવવા લાગ્યો.

ગામની શેરીમાંથી પસાર થઇ પૂલ પર થઈને ખેતરમાં આવેલા કારખાના તરફ તેઓ ચાલ્યા અને ઝુકે કહ્યું:

"દુનિયામાં બીજે કયાંય આવું યંત્ર નહિ હોય કેમ?"

ફીઓડોર લાંબા ડગ ભરતો ચાલતો હતો. ઝુક એની કમ્મરથી સહેજ ઊંચો હતો, એટલે એને તો ફીઓડોરનાં મોં સામે જોવા ઊંચું થવું પડતું, ને કૂદકા મારી દોડવું પડતું.

ફીઓડોરે કહ્યું, "બીજે કયાંય આવું યંત્ર બનીજ ન શકે, કારણ કે માત્ર આપણાજ દેશમાં આપણે, કામદારોએ આની યોજના કરી છે, ને આપણા પોતા-નાજ કારખાનામાં એ તૈયાર કર્યું છે, અને હવે આપણે એને તપાસી જોઈએ છીએ."

ઘુરરર.... કરતું વિમાન ઊંચે ચડયું. જરાય અવાજ નહિ. આગળની કેબિનની દિવાલમાં કંઈ થરથરતું હતું એટલું જ. હાથા અને સોગડાંવાળા પોલાદી ફલકની સામે ફીઓડોર બેઠો હતો. ઝુક એની ડાબી બાજુએ સાંકડી ખુરશીમાં બેઠો હતો. આજુબાજુની પોલાદી દિવાલો લીસી સપાટ હતી. અને કયાં ય બારી ન મળે.

ફીઓડોરે ઝુકની ખુરસીના હાથ પરનું બટન દાબ્યું: "જો" ઝુકની સામે દિવાલમાં એક ચોક્કસ પ્રકાશ પ્રકાશી ઊઠયો. તરત જ એ સફેદ બની ગયો ને પછી ત્યાં સાફ સ્પષ્ટ બારી ઊઘડતી દેખાઇ. નીચે ખેતર ને આગળ નદી જોઇ શકતો હતો.

ફીઓડોરે કહ્યું, "જયારે જયારે તને બહાર જવાની ઇચ્છા થાય ત્યારે આ બટન દાબવું." ઝુક એ બટનને

દાબવા ગયો. એનો હાથ કંપ્યો. દીવાલ પરનો પ્રકાશ પણ કંપ્યો ને પછી બારી ખૂલી.

“ અને હવે, ” આનંદી સ્વરે પાયલટ બોલ્યો. કહી દે, ઝુક, આપણે કયાં જવું ? તને જે માર્ગ પસંદ પડે એ કહી દે. તને છૂટ છે. આજે પરીક્ષાનું ઉડ્ડયન છે. ખબર છે ને ? ”

ઝુક ઘડીભર ખંચકાયો. મનમાં નકશાને યાદ કર્યો ને પછી કહે: “ લેનિનગ્રેડ. ”

ગામો અને શહેરો પર થઇને વિમાન ઉત્તર તરફ આગળ વધ્યું. નીચેથી જોઈએ તો એ આકાશમાં ઉછળતો રૂપેરી દડો લાગે. અંદરથી ઝુકને લાગ્યું કે તેઓ સીનેમાની જેમ આવતાં ને દોડી જતાં ઘરો અને રસ્તાઓ, નદીઓ અને લીલાં મેદાનોવાળી કોઇ ચિત્રપોથી પરથી સરકી જતા હતા. આંખ કોઈ પણ વસ્તુપર ઠરી શકતી નહોતી. ઘરોના જૂથથી છવાયેલા એક સ્થાનપર આવી પહોંચતાં ઝુકે ફીઓડોરને કહ્યું, “ ગતિ જરા ધીમી કરી દે, મારે શહેર જોવું છે. ” ચોરસ મેદાનો, ઘરો અને મહેલો પર થઈને તેઓ ઊડયા.

“ આ રહી નેવા નદી. આ પીટર અને પોલનો પુરાણો કિલ્લો, જયાં આઝાદીના લડવૈયાઓ પર ઝાર દમન ચલાવતો. આ રહ્યો શીત–મહેલ. અહીં ૧૯૦૫માં રોટી અને માનવ હકકોની માગણી કરતા આવેલા પાંચસો

જેટલા કામદારોની ઝારે કતલ ચલાવેલી. બાર વર્ષ પછી, ૧૯૧૭માં અહીં જ ક્રાંતિ ઉઠાવનાર કામદારોએ ઝારને ગિરફતાર કર્યો. અને આ રહ્યું લેનિનનું પૂતળું. અહીંથી, બખ્તર ગાડી પર ઊભા રહીને લેનિને કામદારો સમક્ષ ઘોષણા કરી હતી.”

શ્યામ નેવા નદી પર સૂર્ય પ્રકાશી રહ્યો હતો. પૂલો પાતળી પટ્ટીઓ જેવા લાગતા. ઝુકે કહ્યું, “ આપણે પેલા પ્યુટિલોવ કારખાના પાસે આવી પહોંચ્યા. અહીં અટકીએ. ”

વિમાને સહેજ ઝમ...કાર કર્યો, થથરાટ વધ્યો. તરત જ એક જંગી ચાર માળના મકાનની પાસેના ખુલ્લા મેદાન પર ઊતરી આવ્યું. એને જોતા કામદારો દોડી આવ્યા. ઝુકે કહ્યું, “ બિરાદરો, અમને બહુ વખત નથી. આ પરીક્ષાનું ઉડ્ડયન છે, તરતમાં જ અમે પાછા ઊડી જશું. લાલ તારક પાયોનિયર તરીકે મારે અહીંના કુમારોને જરા જોવા છે. ”

ઝુક જેવડો જ એક કુમાર આગળ આવ્યો ને સલામ કરી, “ તૈયાર છીએ, પહેલાં શું જોઇશું ? ”

ઝુકે જવાબ આપ્યો, “ બહુ લાંબી વાત નહિ, વખત નથી. શાળાના છોકરાંઓને જ જોઈએ. ”

તેઓ વિશાળ આંગણામાં આવ્યા. સામે મોટું મકાન હતું. ચારે પાસ મોટી મોટી બારીઓ. છોકરા છોકરીઓએ હમણાં જ કલાકનો અભ્યાસ પૂરો કર્યો હતો

અને હવે આરામ-વિરામ માટે આંગણામાં દોડી રહ્યાં હતાં કેટલાંક ઝુક અને ફીઓડોરની આસપાસ ફરી વળ્યાં. એમના સરદારે કહ્યું, "બિરાદરો, આપણા મહેમાનોને મળવા માટે વ્યાખ્યાન ગૃહમાં એક ટૂંકી સભા મળશે, ચાલો."

બારસો છોકરા-છોકરીઓએ વિશાળ હોલની એકે એક બેઠક ભરી દીધી. ઝુક, ફીઓડોર અને વિદ્યાર્થીઓના સરદાર વ્યાસપીઠ પર બેઠા. મોટી બારીઓ ખુલ્લી હતી; ઝગમગતો પ્રકાશ અંદર આવી રહ્યો હતો. વ્યાસપીઠની બન્ને બાજુ પરના તાડના ઝાડોને મીઠો પવન ઝુલાવી રહ્યો હતો. પાડોશમાંથી ચાલતાં યંત્રોનો ગુંજારવ સંભળાતો હતો.

સરદારે કહ્યું, "બિરાદરો મહેમાનોને આપણે જણાવીએ છીએ કે અમારી શાળા સંપૂર્ણ રીતે સંગઠિત છે. અમારી વર્ગ સમિતિઓ અને મધ્યસ્થ સમિતિઓ બરાબર કામ કરે છે. શિક્ષકો સાથે એને જરા ય મુશ્કેલી નથી કેમકે તેઓ અમારો સાથે સહકાર કરે છે, ને અમારી સૂચનાઓ પર ધ્યાન આપે છે. શિસ્તનું પાલન બરાબર થાય છે. દરેક જણ વખતસર આવે એની વર્ગ સમિતિઓ સંભાળ રાખે છે. અમારું એક પાયોનિયર મંડળ પણ છે. ત્રણસો કુમારો એમાં છે. 'પોલિટેકનાઇઝેશન'* દાખલ થયું ત્યારથી અમે ઘણી વાર અમારા વડાઓને દુકાન-કારખાનામાં મદદ કરી છે, તમને કંઈક બતાવીએ."

સરદારે નિશાની કરી. બે છોકરીઓ શેતરંજ રમવાનું ટેબલ લઈને આવી પહોંચી. ટેબલ પર લખ્યું હતું: "આપણી કલબ માટે બીજા વર્ગે બનાવેલું." એમની પાછળ બે છોકરાઓ કંઈક લઇ આવતા હતા, જે ઝુકને તો ગાય જેવું લાગ્યું. મોટા અક્ષરોમાં લખેલું હતું: "આપણા બગીચા માટે આ પાણીની ટાંકી—વર્ગ ચોથાએ બનાવી છે." એ પછી એક દંડ પર લેનિનની જંગી પ્રતિમા હતી; એ પછી આવ્યાં કેમેરા માટેનાં સ્ટેંડો, ફૂલ ગુંથેલી શેતરંજી, જે રહ્યાંસહ્યાં કપડાંના ટુકડાઓમાંથી છોકરાઓએ વણેલી.

સરદારે કહ્યું, "હવે અમારું સમૂહવાદન ચાલશે." છ છોકરાઓ ને છ છોકરીઓ આવી પહોંચ્યાં. દરેકની પાસે એક ઢોલ હતો, રાતી પટી ને રાતા દંડુકાઓ. એક દો, એક દો." કરતા તાલ શરૂ થયા ને હોલમાં "બૂમ બૂમ" નો નાદ ગાજી રહ્યો.

છોકરાંઓના પગ ઊઠવા મંડ્યા. ઢોલકોએ કૂચ શરૂ કરી, ને એમની પાછળ છોકરાં ચાલ્યાં, ને તાલ દેતાં કૂચ આદરી.

પછી ગયાં બગીચામાં, મેદાન પર, ને રસોડાના હોલમાં. અહીં નાસ્તા માટે બધું તૈયાર હતું. ઢોલ તો વાગતાં જ હતાં. લાંબાં ટેબલો પડયાં હતાં. બધાં બેસી ગયાં, દરેકને સુપ, એક ઈંડું, થોડુંક માખણ, ત્રણ કાળા બ્રેડના ટુકડા, થોડીક શાકભાજી, અને દૂધનો પ્યાલો મળ્યાં.

ઝુકે લહેરથી ખાધું. ઢોલ વગાડવાનું પણ એને મન થયું. પણ એને તો ઉતાવળ હતી. ઉડ્ડયન ચાલુ કરવું હતું. ઊપડયા પહેલાં રસોડાના મેનેજરે મુલાકાત લેનારાઓ માટેની એક ચોપડી લાવી એમાં એમનાં નામો નોંધાવી લીધાં. પોતાના નામની પાસે વિમાનનું ચિત્ર દોર્યા વિના ઝુક રહી શકયો નહિ. અને નીચે લખ્યું, "લાલ-તારક મોટર કારખાનું. પરીક્ષાર્થે વિમાની ઉડ્ડયન."

બે ક્ષણો પછી :ફરીને રૂપેરી દડો ઉપર વીંઝાતો જતો હતો.

" હવે કયાં ? " ફીઓડોરે પૂછયું.

વિમાન હમણાં જ લેનિનગ્રેડ શહેર પરથી ઊડયું હતું, પાયલટની કેબિન હેઠળ સંચો ધીમો ગુંજારવ કરી રહ્યો હતો. નાના ઝુકે ખુરસીના હાથ પરનું બટન દાબ્યું, સામે પ્રકાશ થયો, બારી ખૂલી ને ને ઝુક નીચે બધું જોઇ શકયો.

" દક્ષિણમાં જ જઈએ. " એણે કહ્યું.

તેઓ ઊડયા. ખેતરો પર ને જંગલો પર, ગામો અને શહેરો પર. મોટી નદી, વિશાળ મેદાનો પરથી વળાંક લેતી પગદંડી સમી દેખાતી. મોટી લાંબી ટ્રેન રમકડા જેવી લાગતી. કલાકના ચારસો માઈલે તેઓ ઊડતા હતા. આકાશ વધુ ચળકાટભર્યું લાગ્યું, સૂરજનો તાપ વધુ સખત બન્યો, દક્ષિણના હવામાનનો એમને અનુભવ થવા લાગ્યો.

ઝુકે કહ્યું : "એકાદ નવું વિશાળ ખેતર જોવું છે."

" સામુદાયિક ખેતર ?"

"હા, એ જ."

" પણ તું ઓળખી શકીશ ?"

" એમાં શું ? જુઓ જ્યાં વાડો હોય ત્યાં સમજવું કે હજી યે નાના ખાનગી ખેડૂતો છે. જ્યાં ખેતર એક વિશાળ પટ હોય, ત્યાં સામુદાયિક ખેતર છે એમ સમજવું."

નીચે દેખાતાં કેટલાંક ખેતરો, માટીની વાડોથી જુદાં જણાતાં, જાણે નાની નાની સાદડીઓ; બીજાં કેટલાંક લીલાં, કાળાં કે પીળાં મોટા ધાબળા જેવાં દેખાતાં. એ ધાબળા પર જાણે નાના માંકડ ફરતા હોય–કેટલાક એકલા એકલા, બીજા જુથમાં, એમ લાગતું અને ઝુકે જાણી લીધું કે એ તો નાનાં નાનાં યંત્રો હતાં—ખેતર ખેડતાં કે બી વાવતાં. સૂરજ વધારે ગરમ ને પ્રકાશવંત થયો ને દૂર દૂર નીચે ક્ષિતજિ પર આસમાની દિવાલ દેખાવા લાગી. ઝુકે ભૂગોળ યાદ કરી ને ખબર પડી કે એ કોકેસિયન પર્વતો હતા. જાણે સ્વપ્નમાં ઊડતા હોય એમ એને લાગવા માંડયું.

એકાએક ઝુક સ્વપ્નામાંથી ઝબકી ઊઠયો. તેઓ એક ગામ પરથી પસાર થતા હતા. એણે એક ઘર પાસે ટોળું જોયું. સ્ત્રી–પુરુષો કામ નહોતાં કરતાં, બધાં એકઠાં મળ્યાં હતાં. વચ્ચે બાળકો પણ ભળી ગયાં હતાં. થોડાંક યંત્રો આળસુ થઈને પાસે ઊભાં હતાં. શું મુશ્કેલી નડી હશે ?

ઝુકે કહ્યું: " અહીં જ ઊતરી શકાશે ? "

" કેમ નહિ ! પરીક્ષા તો થશે. ચાલ."

ઝમઝમ કરતું વિમાન સીધું જ નીચે ઊતરી આવ્યું. બરાબર શેરીની વચ્ચે, ક્યાં ય અથડાયા વિના ઊતર્યું. ખેડૂતો ભેગા મળ્યા. ઝુકે વખત ગુમાવ્યો નહિ.

"અમે પરીક્ષા માટે ઊડવા નીકળ્યા છીએ." એણે ટૂંકામાં પતાવ્યું. "આ નવા યંત્રને તપાસી જોઈએ છીએ. વળી, હું તો લાલ–તારક પાયોનિયર છું. તમને કંઈ મુશ્કેલી નડી હોય એમ લાગે છે. અમે કંઈ મદદ કરી શકીએ ?"

અઢાર વર્ષનો એક કુમાર બોલી ઊઠયો.

" જુવાન સામ્યવાદી સંઘનો હું મંત્રી છું. હા, અમે મુશ્કેલીમાં આવી પડયાં છીએ. બી વાવનારાં યંત્રોને કંઈ થઈ ગયું છે."

તે સ્ત્રી–પુરુષોએ ઊંડો નિસાસો લીધો. એક બુઢ્ઢા ખેડૂત ગણગણ્યો: "ઓહ, અમારાં યંત્રો." "કમનસીબ, કમનસીબ"ના અવાજો સંભળાયા.

જુવાન સામ્યવાદીએ આગળ ચલાવ્યું: "આ નવુંજ ખેતર છે. ગયે વર્ષે જ અમે જોડાયા, આખરે એક હજાર ખેતરોને જોડીને એક બનાવી લીધું, ને એક જ તબેલાના છાપરા હેઠળ ૭૦૦ ઘોડાઓને લાવી મૂકયા ત્યારે અમારા આનંદનો પાર નહોતો. ભાવી ઊજળું દેખાયું. કામદાર સરકારે અમને

યંત્રો આવ્યાં, અમારા ગામમાં એણે ટ્રેકટરો મોકલ્યાં. અમે એક કલબ બાંધી, એક શાળા સ્થાપી. અમે જાણતાં હતાં કે આ ખેતરો, પહેલાં અમે છુટક છુટક કામ કરતાં ત્યારે જે ઉપજતું તેથી બમણી પેદાશ આપશે. પણ અહીં મુશ્કેલી આવી પડી.”

જુવાન સામ્યવાદી અટકયો. ચારે બાજુ શાંતિ હતી. ઢળેલાં માથાંઓ પર સૂરજનો ધગધગતો તાપ વરસી રહ્યો હતો.

“પણ થયું શું ?” ફીઓડોરે સવાલ કર્યો.

“અમારાં બી વાવનારાં યંત્રો હજી આવ્યાં નથી. ખેડાણ બધું તો પૂરું થયું, વાવેતરનો સારામાં સારો સમય ઝડપભેર ચાલ્યો જાય છે. બી વગેરે બધું તૈયાર છે. ધરતી પણ રાહ જોતી પડી છે. પણ યંત્રો મોડાં પડયાં. ત્રણ મહિના પહેલાં ડઝનેકનો ઓર્ડર આપ્યો હતો. હજી નથી આવ્યાં.”

“તમારા પાડોશીઓ પાસેથી કેટલાંક ઊછીનાં લઈ ન શકો ?” ફીઓડોરે પૂછ્યું. જુવાન સામ્યવાદીએ વિષાદભર્યું સ્મિત કર્યું.

“કેમ લઈ શકીએ ? વખત થોડો છે, ને દરેક ખેતરને એની પાસે છે, તે કરતાં વધારે યંત્રો જોઇએ.”

અહીં બીજા ખેડૂતો બોલી ઊઠયા.

“ત્રણ બીજા દિવસો જશે, ને બધું ખતમ.”

"ઋતુના પંડિત કહે છે, કે સોમવારે વરસાદ આવવાનો."

"આ સુંદર ખેતરોનો વિના કારણ નાશ!"

"પણ તમે હાથ વડે વાવી ન શકો?" ફ્રીઓડોર વચ્ચે બોલી ઉઠ્યો.

એક બુઢો માણસ તડૂકી ઊઠ્યો: "બાળક મા બન. હાથે કામ કરવા બેસશું તો કેવળ ઘઉં વાવવામાં જ અઢાર દિવસ લાગશે. એ તો વિનાશ જ સમજવો."

ફરી ગામની શેરીમાં શાંતિ વ્યાપી રહી.

સામ્યવાદી જુવાને પાછું શરૂ કર્યું: "નુકસાનની અમને એટલી બધી પરવા નથી. ગમે તેમ કરી જોઈ લેશું. વરસભર રહેવા માટે સરકાર પાસેથી પૈસા ઉછીના લેશું. પણ વધારે મહત્ત્વની વાત તો આની શરમની છે. આવી નિષ્ફળતા માટે આપણો બોલ્શેવિક પક્ષ કહેશે શું? દેશમાં આપણે સમાજવાદ સ્થાપવાનું વચન આપ્યું હતું, આપણે પાછળ રહી ન જઈએ?"

ઝુકે પોતાનો નાનકડો હાથ ઊંચો કર્યો: "કંઈ ચિંતા નહિ." એણે કહ્યું, "અમે હમણાં ને હમણાં તમારાં તમામ ખેતરોમાં વાવેતર કરી લેશું."

લોકો તાજુબ બની એની સામે જોઇ રહ્યા.

ઝુકે આગળ ચલાવ્યું: "હું અને મારા આ પાયલટ મિત્ર એ કામ કરી લઈશું. આજે જ તમે બસ તમારાં બી, અને તમારી જમીનનો નકશો લાવી મૂકો."

પેલો બુઢો ખેડૂત ફરી રોષે ભરાયો, "હવે મૂરખ જેવી વાતો છોડ, મશ્કરીનો આ સમો નથી."

ઝુકે કહ્યું : " હું લાલ–તારક પાયોનિયર છું, ને હું કહું છું તે સાચું કહું છું. આ વિમાનની મદદથી અમે તમારાં ખેતરોમાં વાવેતર કરશું."

ને ઝપાટાભેર ફીઓડોર ભણી ફરી એ બોલ્યો:

" વિમાનના નીચલા ભાગમાં એક બાકોરૂં છે, ખરૂં ?"

" હા, છે."

" નીચલા ભાગમાં અનાજની થેલીઓ રાખવા માટે પુષ્કળ જગ્યા છે, નહિ ?"

" હા, જગ્યા પુષ્કળ છે."

" સારૂં ફીઓડોર, એ બાકોરામાંથી, વિમાન ખેતરો પર ઉડતું જાય ને આપણે બી વેરતાં જઈએ તો કેમ ?"

" ફીઓડોરનું મોં આનંદથી ઝલકી ઊઠયું.

" ઝુક, તું ખરેખર ભેજું છો હોં !" એણે કહ્યું.

ખેડૂતો તાબડતોબ ગાડું ભરીને બીથી ભરેલી થેલીઓ લઈ આવ્યા. સામ્યવાદી જુવાન નકશો લઇ આવ્યો. ઝપાટાભેર પૂંઠાના ટુકડા ભેગા કરીને એક ગળણી જેવું બનાવી લીધું. ગળણીનો નીચલો ભાગ વિમાનના તળિયામાંના બાકોરામાં થઈને બહાર નીકળે એ રીતે રહ્યો.

ઝમ ઝ....મ કરતું વિમાન ઉપડ્યું. ફીઓડોરે વિમાન હંકારતાં ઘુંટણ પર જમીનનો નકશો પકડી રાખ્યો. ઝુક અને સામ્યવાદી જુવાન ગળણીમાંથી બી વેરતા જાય, નીચેથી બુઢ્ઢો ખેડૂત નીશાની કરતો જાય, ને કયાં ઓછું કયાં વધારે અનાજ પડ્યું તે બતાવતો જાય.

સીધી હારમાં વિમાન ઊડતું ગયું. ફુવારામાંથી પાણીનાં ટીપાં પડે તેમ ઉપરથી દાણા એક સરખી ધારે પડવા માંડયા. ખેતરના છેડા પર પહોંચીને ફીઓડોર વિમાનને પાછું ફેરવે અને સમાન રેખાએ પાછું ચલાવે. થોડીવારમાં એક ખેતર પૂરું થયું ને તેઓ બીજા ખેતર પર ગયા.

સૂરજ આથમે તે પહેલાં કામ ખતમ થઈ ગયું.

સાંજે ગામ સોવિયેટના મથકની સામેના મેદાનમાં ઉત્સવ થયો. બેન્ડ વાગતું હતું, સમૂહ ગીતો ચાલ્યાં. વ્યાસપીઠ પર લાલ ધ્વજો ફરકતાં હતાં. નાનકડું વિમાન ફૂલો અને પાંદડાંઓથી ઢંકાઈ ગયું હતું. રોષભર્યા અવા-જવાળો માનવી તો ગામ–સોવિયેટનો પ્રમુખ નીકળ્યો. ઉલ્લાસભર્યાં સ્મિત સાથે એણે ટૂંકું ભાષણ કર્યું.

ઝુક થાકી ગયો હતો, તોય ખુશમિજાજ હતો. લોકોએ એને કંઈક બોલવાનું જણાવ્યું, પણ એણે ના પાડી. “ફીઓડોરને બોલવા દો.” એણે કહ્યું. મોટેરાં જ્યારે ગપાટામાં પડયાં હતાં, ત્યારે એ ધીમેથી વ્યાસપીઠ

પરથી સરકી ગયો, ને પાયોનિયરોના નેતા પાસે આવી પહોંચ્યો.

"આપણે કૂચ કરશું?" એણે પૂછ્યું.

"શા માટે નહિ?" છોકરાએ જવાબ આપ્યો.

બ્યુગલ બજ્યું. પાયોનિયરો એકઠા મળ્યા, પડઘમ-બાજ દોડી આવ્યા. "હું એ વગાડું?" ઝુકે ભીરૂ સ્વરે પૂછ્યું.

પેલા છોકરાએ તરત જ પડઘમના દંડુકા એને આપી દીધા. 'બુમ બુમ;' ઝુકે કૂચનો નાદ ગજવ્યો, એ મોખરે હતો. એની પાછળ છોકરાઓ ને છોકરીઓ ચાલ્યાં. બબ્બેની હારમાં ઝુક જાણે કમાન પર ચાલતો હોય તેમ લાગતો. એને શું ગમે ઊડવું કે કૂચ કરવું? એ કહી શકયો નહિ.

ફરી આકાશમાં ઊંચે આવી પહોંચતાં ઝુકે ફીઓ-ડોરને કહ્યું; 'ફીઓડોર, મને વિમાન ચલાવવા દઇ ન શકો?

ફીઓડોરે આછું સ્મિત કર્યું. "આ કંઈ માત્ર ચલાવવાની વાત નથી. આ તો નવા વિમાનનું પાયલ-ટીંગ કરવાની વાત છે, જાણે છે?"

ઝુકે કહ્યું: "જવા દો, એ બધી વાત. એમાં ફેર કયાં પડયો? ચલાવવું અને પાયલટ કરવું એમાં? આ ઊડતા યંત્રને કેમ સંભાળવું એટલું મને શિખવો."

ફીઓડોરે માથું ધુણાવ્યુંઃ "તું હજી બહુ નાનો છે, ઝુક."

ઝુક ખુરસી પરથી ઊતરી ઊભો થઈ ગયો. કહ્યું: "જુઓ તમે વળી આ બુઝર્વા લોકોની જેમ વાતો કરો છો. તમે અમને બાળકોને ઉપયોગી અને વ્યવહારૂ કામ કરવાથી દૂર રાખવા માગો છો એ નહિ ચાલે. બિરાદર સ્ટેલિન કહે છે, આપણે સમાજવાદના ઘડતરમાં મદદ કરવી જોઈએ."

"હા, હા એ વાત ખરી. પણ તારા જેવા નાનકડા માણસો માટે આ એટો–જીરો–વેલોપ્લેન બહુ કહેવાય."

"પણ તમે મને કસી જોયો?"

'નિરર્થક છે.'

થોડી ક્ષણો ઊડતા રહ્યા. જમણી બાજુએ એમણે એક વિશાળ આસ્માનરંગી પટ જોયો, એ કાળો સમુદ્ર હતો. ઝુકે શાંતિથી કહ્યું: "પહેલાં મેં સંચા ચલાવ્યા છે. શાળામાં કેટલાંય યંત્રો પડયાં છે, ને હું એ બધાંને જાણું છું. હું લાલ–તારક પાયોનિયર છું, એ તો ખબર છે ને?"

"તું તો ભારે હઠીલો, ભાઈ," ફીઓડોરે આખરે કહ્યું. "ચાલ આવી જા. જોઈએ શું કરે છે?"

ઝુક ખસ્યો, ને ફીઓડોરની બેઠકની આગળ ઊભો રહ્યો. એનું મુખ સામે પોલાદી ફલક પરના હાથા અને સોગઠાંઓ પર તાકી રહ્યું.

"જરાય ચિંતા કરશો નહિ." ઝુકે કહ્યું: "આ બધી વસ્તુઓ શા માટે છે, હું જાણું છું. આ છે તે વિમાનને સમતોલ રાખશે; આ એને ભુસકા મરાવે, આ બેને તમે દબાવો, અને પગ કમાન પર રાખો, એટલે આ વિમાન સીધી લીટીમાં નીચે પટકાય."

'એ બધું તેં કેમ જાણ્યું?" ફીઓડોર ઉત્સાહમાં આવી જઈને બોલ્યો.

"તમે શું એમ માનો છો કે તમે હંકારતા હતા ત્યારે હું ઊંઘતો હતો?"

"ઝુક, તું બહાદુર કુમાર છે. અને હવે હું સુકાન તને સોંપુ છું, જોઈએ શું થાય છે?"

આમ ફીઓડોર પોતાની પાયલટની બેઠકેથી ખસી ગયો, અને ઝુક આવીને ત્યાં બેઠો. ઝુક પેલા હાથા અને સોગઠાંઓને અડકયો, ત્યારે એના હાથ સહેજ ધ્રુજ્યા, ને એના પેટમાં કંઈ વિચિત્ર લાગણી થઈ, પણ ફીઓડોર ત્યાં મદદ માટે સલાહ આપતો ઊભો હતો. "હવે જમણી બાજુએ પ્રયત્ન કર..."

"ના, ના. આટલું ઢળતું નહિ,....આટલું ધીમે પણ નહિ....આ તો બહુ ઝડપ કરી નાખી....સરળ વળાંક લે

....ખુણા કાપવા નહિ....પૂરતી જગ્યા છે, ચલાવ તારે.... હવે ધીમે....જોઉં નીચે ચલાવતો....જો જો ડાયલ પર જો....હં બરાબર....શાબાશ!"

ઝુકને વિમાન પોતાના હાથમાંનું કોઇ બુદ્ધિમાન ને મિત્રસમું પ્રાણી લાગ્યું. કેટલી સહેલાઇથી એ એના હુકમોને વશ થતું! એ શું ઇચ્છતો હતો, એની પહેલાંથી જ જાણે એને કલ્પના આવી જતી! સહેલાઈથી ને નીરવતાથી એ ચાલ્યું જતું, ને માત્ર ઊડતી વખતે જ પાયલટની કેબિન હેઠળ સહેજ થરથરાટ સંભળાતો.

દિવસ પૂરો થયો ત્યારે ઝુક વિમાન ચલાવતાં શીખી ગયો. ખેતરોમાં, જંગલમાંની સાફ જગ્યા પર તેઓ કેટલીય વાર ઉતર્યા, અને એકવાર તો તેઓ લીલાં હરિયાળાં મેદાનો વચ્ચે થઇને વળાંક લેતા સાંકડા રસ્તા પર ઊતરી પડયા.

સૂરજ ઝડપભેર ક્ષિતિજમાં ડૂબી જતો હતો. ફ્રીઓડોરે કહ્યું: "હવે તો હું હકકસર પાછો ઘેર ફરી શકું, કારણ કે મારી પરીક્ષા ખતમ થઇ. મોસ્કો તરફ પાછા રાત્રે જવું જોઈએ. એની પ્રકાશની પદ્ધતિ જોવા માટે પણ મારે તો તને લહેર કરાવવી છે. આંખો બંધ કર જોઉં. અને "તૈયાર" કહું ત્યાંસુધી જોઇશ મા."

ઝુક કબૂલ થયો. વિમાનમાં થથરાટ થયો, યંત્ર ગુંજી ઊઠયું. હાલક ડોલક થવા માંડયું. ઝુકનું શરીર ધ્રૂજયું. એના હાથ કંપ્યા. આંખો ખોલી દેવાની એની

તીવ્ર ઈચ્છા થઈ આવી. એની ધીરજ ખૂટવા આવી, પણ વચન આપ્યું તે પાળવું જ રહ્યું.

છેવટે યંત્ર અટકી પડ્યું. "ચાલો બહાર નીકળીએ." ફીઓડોરે કહ્યું. ઝુક જેવો કેબિનમાંથી બહાર આવ્યો, ત્યાં એ પોતાની આંખોને માની શક્યો નહિ. બધી બાજુએથી જંગી ધારદાર પથ્થરી પર્વતો એની સામે ચાલ્યા આવતા જણાયા. જંગલો પહાડોની ટોચો પર ચડતાં દેખાયાં. ઉપરની બરફની ધારો ખીણોમાં વહેતી દેખાઈ. આખા દૃશ્યની એક બાજુ લાલચોળ પ્રકાશથી છવાઇ ગઈ હતી, બીજી બાજુ કાળાશ પડતી હતી. દૂરના પહાડ પાછળથી સૂરજ એક લાંબું રાતું કિરણ સીધું વિમાનની બારીમાં ફેંકી રહ્યો હતો.

"આ કોકેસસ પહાડો?" ઝુકે પૂછ્યું.

"હા, એ જ. અને પેલું આસુલ (પહાડી ગામ) રહ્યું. ત્યાં રાત પસાર કરવી છે. સવારના પ્રદેશ જોઇશું."

એમની સામે, નજીકમાંજ ઘરોની નીસરણી દેખાઇ. એક પર બીજું ઘર ઊભું હતું. એકમાંથી નીચેના ઘરનું છાપરૂં જોઈ શકાય. જ્યાં જુઓ ત્યાં ઝાડો. ધારદાર ચડાણ પર હરીફાઇ કરી રહ્યાં હોય તેમ ઊભેલાં. એક એકલડોકલ ટેકરી પર એક સુંદર સફેદ ઘર ઊભું હતું. ચારે બાજુએ થાંભલા. બે બાજુએ બે જંગી વૃક્ષો, એ

મકાનના ગોળ છાપરાં પર ઊંચે દંડ પર લાલ ધ્વજ ફરકતો હતો.

"આ તો ગામ-સોવિયેટ હોવું જોઇએ" ઝુકે કહ્યું. "ચાલો ત્યાં જઈએ."

આમતેમ વળાંક લેતા પથ્થરી માર્ગ પર તેઓ ચાલ્યા. બન્ને બાજુએ પાણીનો કલકલ ધ્વનિ સંભળાતો હતો. દૂર દૂર બ્યુગલ બજ્યું. ઉપર આકાશ ફિક્કું બન્યું, બન્નેએ ઠંડી મધુર હવાનું પાન કર્યું. એમને પહેલો જે માણસ મળ્યો એ બુઢ્ઢો હતો. ભૂરી દાઢી ને ભૂરી ઘેટાંની ચામડાની ટોપી એણે પહેરી હતી. એની સાથે વાત કરતાં એ શું કહેતો હતો તે કંઈ બરાબર સમજાયું નહિ. તેઓ આગળ ચાલ્યા. ખચ્ચર પર બેસી એક મધ્ય વયનો માણસ આવતો મળ્યો પણ એ પણ એ જ વિચિત્ર ન સમજાતી ભાષા બોલ્યો. ત્રીજી વાર એક સ્ત્રી મળી. તેઓ એને કંઈ પૂછે તે પહેલાં જ એ તીણા અવાજે ને ધોધમાર શબ્દો વર્ષાવતી એમને દબડાવવા લાગી. પણ આ બન્નેને એક શબ્દ સરખો સમજાયો નહિ.

ઝુકે ફીઓડોર સામે જોયું. "આ જયોર્જિયા છે," ફીઓડોરે કહ્યુ. "અને લોકો એમની માતૃભાષા બોલે છે." ઝુકનું મોં ચમકી ઊઠયું: "હા, હા બરાબર એ તો એક રાષ્ટ્રીય લઘુમતી છે, ખરું? મૂડીવાદ હેઠળ તેઓ કચડાતા હતા; એમને માટે પોતાની શાળાઓ નહિ પણ કામદાર સરકારે એમને પૂરી રાષ્ટ્રીય સ્વતંત્રતા આપી,

એમને પોતાનું તંત્ર સોંપ્યું, પોતાની જ શાળાઓ આપી. ખરું ને ? એ બધું અમે શાળામાં જાણ્યું."

"હા, બરાબર છે," થ્રીઓડોરે કહ્યું, "તેઓ આત્મ-નિર્ણયનો હક્ક ભોગવે છે."

આખરે તેમણે ઘોડા પર સવાર થઈને આવતા એક કુમારને જોયો. એ થોડીક રશિયન ભાષા જાણતો. "ચાલો" એણે કહ્યું, "હું બતાવું છું, તમને," એ અમને આમ તેમ શેરીમાંથી ફેરવી પહેલાં જોએલા શ્વેત મકાન પર લઈ ગયો. આંગણામાં આવી પહોંચતાં એક શ્યામ દાઢી અને અણીદાર નાકવાળા માણસે અમને આવકાર આપ્યો.

બન્ને કુમારોએ પોતાની વાત કહી, અને પેલા માણસે એમને શ્રમજીવી મહેમાનો માટેની સરકારી સોવિયેટ હોટલમાં રહેવા દેવા માટે આનંદ બતાવ્યો. "પણ હમણાં જ બંધાઈ રહેલા જંગી સ્ટેલિન પુસ્તાના ઓવરસિયરને નહિ મળો ?" તરત જ એમને એક પચીસ વર્ષના જુવાન રશિયન સાથે ભેટ કરાવી. એ રશિયન ભાષા સારી જાણતો હતો. એ મોસ્કોમાં ભણ્યો હતો અને ઈજનેરીની પરીક્ષા પસાર કરી હતી. એ જ્યોર્જિયાનો વતની હતો એટલે એને જ્યોર્જિયન પ્રજાસત્તાકમાં કામ કરવા માટે મોકલવામાં આવ્યો. "આ જે પુસ્તો અમે હમણાં જ પૂરો કર્યો છે, તે સોવિયેટ ઇજનેરી કરામત છે. એની યોજના કરવામાં ને એને અમલમાં

મૂકવામાં દેશના સર્વશ્રેષ્ઠ ભેજાં રોકાયાં હતાં. કામદારોના ઉત્સાહે જ આ કામને આટલી ઝડપે પૂરું કરવાનું શકય બનાવ્યું."

"એ વીજળી માટે છે?" ઝુકે પૂછયું.

પેલો જુવાન આટલી વાર સુધી ફીઓડોર સામે જોઇ રહ્યો હતો, તે એ ઝુક તરફ પહેલી જ વાર ફર્યો.

"હા, મારા બિરાદર." એણે સ્મિત સાથે કહ્યું. દુનિયાના આ ભાગમાં આ સૌથી મોટું વીજળીક શક્તિનું મથક બનવાનું છે. જ્યારે યંત્રો ઊભાં થઇ જશે, ત્યારે આખો ય કોકેસસનો પ્રદેશ વીજળીથી જળાંહળાં થઇ જશે."

"પુસ્તો અમે જોઇ શકીએ?" ઝુકે પૂછયું.

"ના, હમણાં નહિ." જુવાન ઇજનેરે કહ્યું "હમણાં તો અંધારું થવા આવ્યું. સવારના જોઇશું."

ઝુક અને ફીઓડોર સોવિયેટ હોટેલનાં પગથિયાં ચડયાં ત્યારે રાત પડી ગઇ હતી. હવામાં આગિયા નાચી રહ્યા હતા, ભારે ઝાકળ પડવા માંડયું હતું. શેરીઓ અને ઓશીકાં ઠંડાગાર બન્યાં હતાં. એ ઠંડીનો અનુભવ થાય તે પહેલાં ઝુક ઘસઘસાટ ઊંઘમાં પડયો.

૪

ઝુક જાગ્યો. ખંડમાં બીજા માણુસો હતા. ધીમા અવાજે થતાં એણે સાંભળ્યા. ફ્રીઓડોર એના જંગી વિમાની જોડાને સાફ કરી રહ્યો હતો. એકલડોકલ વીજળીક બલ્બનો પ્રકાશ વહેલી સવારની ઝાંખપમાં ભળી જતો હતો.

ગઈ કાલનો જુવાન સામ્યવાદી કહી રહ્યો હતોઃ “આથી તો કદાચ વીજળીક શકિત પેદા કરનારા કારખાનાનો નાશ થાય.”

“ત્રણ ત્રણ વર્ષની મહેનત તૂટી પડે.”

ફ્રિઓડોરે ખુબ જ શાંતિથી, કોઇ માંદા માણુસની પથારી પાસે સંભળાય એવા અવાજે પૂછ્યું. “પણ એ બન્યું કેવી રીતે?”

જુવાન માણુસે ઉતાવળે જવાબ આપ્યો.

“અકસ્માત ઉપર પહાડો પર તોફાન જાગ્યું. બરફના મોટા જથ્થાએ આવીને ઝરણુના વહેણુને બદલી નાખ્યું. ઝરણું આવીને અમારી નદીમાં પડવા લાગ્યું. એથી નદીનાં પાણી ઉભરાયાં, પાણી હજી ય ઉભરાઇ રહ્યાં છે.”

ક્ષણુવાર મૌન વ્યાપી રહ્યું. ઝુક શાંતિથી પડયો હતો. એનું હૃદય ઝડપભેર ધડકવા લાગ્યું. આ બધું ભયંકર નહિ? એના પાયોનિયર પત્રમાં આવા બનાવને આફત કહેતા.

ફ્રીઓડોર પૂછી રહ્યા હતાઃ

"આ જાતના અકસ્માત માટે પહાડોમાં થઈને માર્ગ કોતરવો જોઇએ. પુસ્તાઓ વિષે કંઇ હું બહું જાણતો નથી, પણ મેં એવું સાંભળ્યું છે કે વધારાના પાણીને બહાર વહેવડાવી દેવા માટે પહાડી ભૂ-માર્ગ (ટનેલ) જરૂરી છે."

દાઢીવાળો માણસ વચ્ચે બોલી ઊઠયોઃ

"તાત્કાલિક આફત આવી પડે એ માટે એવો માર્ગ તો છે જ, પણ એ પૂરતો નથી. પાણી ખૂબ વધારે છે. મુખ્ય નળ આપણે વાપરી શકીએ ને તો કામ થાય."

"ત્યારે વાપરોને ?"

"પણ પાઈપો ( નળો ) હજી પૂરાં થયાં નથી."

ઝુકે ધીમે રહીને કપડાં પહેરી લીધાં, હવે એ પથારી પાસે ઊભો થઇ ગયો હતો.

"તમે પાઈપો તૈયાર ન કરી શકો ?" એણે પૂછ્યું.

સૌ એની સામે જોઈ રહ્યા. નવા માણસોએ સ્મિત કર્યું, "રમુજી ભુલકો !" એમણે વિચાર્યું, "આવી બધી બાબતોમાં એ શું જાણે બિચારો ?"

"મુશ્કેલી એ છે છોકરા, કે કામદારો બધા વીસ માઈલ દૂર પડયા છે, પહાડો પર દ્રાક્ષ ચુંટવા ગયા છે. પેલો સામુદાયિક દ્રાક્ષ–બગીચો છે ને ત્યાં. રસ્તા બધા પાણીથી ભરાઈ ગયા છે. કામદારો પાછા આવી શકતા નથી."

ઝુકે પોતાના વાળ ઓળી લીધા હતા. એણે બારી-માંથી બહાર જોયું. બહાર ઉજાસ પથરાતો હતો. એણે ફીઓ-ડોર અને બીજા બે જણની સામે જોયું.

ફીઓડોર પણ ઊભો થઈ ગયો હતો. એનું મુખ ચમકી ઊઠયું.

"મને એ વિચાર કેમ ન આવ્યો ?" એ બોલી ઊઠયો, "મારું વિમાન બે ડઝન માણસોને ઊંચકી શકશે. આપણે ફેરા ફરતા રહીશું, હુર....રા."

અને એ સૌ આનંદમાં–ઉશ્કેરાટમાં આવી ગયા. જુવાન માણસે ટેલીફોન કર્યો. બધાં બહાર ચાલ્યાં. દાઢીવાળા માણસે યાંત્રિકોને ખબર આપ્યા, એમણે પોતાનું કામ તાબડતોબ શરૂ કરી દેવું. કારણ કે રાહત હમણાંજ મળવાની છે. નીચે પુસ્તા પર માણસોનો ઘોંઘાટ સંભળાયો.

"સાંભળો, ફીઓડોર," ઝુકે કહ્યું. "તમે અહીં રહો, હું એકલો જ ઊડીશ."

બધાં તાજુબ બની જોઈ રહ્યા. ફીઓડોરે કહ્યું : "પણ તું માર્ગ નહિ ભૂલી જાય ?'

"કંઇ ચિંતા નહિ," ઝુકે કહ્યું, "હું પાછો આવી જઈશ. તમારી અહીં જરૂર છે. તમે પોતે યાંત્રિક–મીકેનિક છોને ! તમે લોકોને કામ કેમ કરવું તે બતાવી શકો."

ઝ....મ....કરતું વિમાન ચડયું ઉંચે, ઝુક ઉંચે ઉંચે ચડતો ગયો, એણે આજુબાજુનું દૃશ્ય જોવા નજર ફેંકી, આ પેલું સરોવર, પેલો ટોચ પરના ટાવરવાળો આસ્માની પર્વત, જમણી બાજુએ વિશાળ પાણીનો પટ, એ સમુદ્ર છે. અને પેલું શું છે, મેદાન પર? કોઈ શહેર જેવું લાગે છે. એ સરસ. પાછા ઉડવામાં એ મદદકર્તા થઈ પડશે, ચાલો."

થોડી વારમાં એ વીજળિક કારખાનાથી બસોએક માઇલ દૂર વાંકા ચૂંકા રસ્તાઓ પર આવી પહોંચ્યો. બરાબર મોટા ચૌટાની વચ્ચે ઊતરવાની જગ્યા એને મળી. લોકો એને જોવા દોડતા આવ્યા. ઝુકે તો માત્ર કેબિનનું બારણું ખોલ્યું ને બહાર નજર ફેંકી.

"બિરાદરો તમારામાંનો કોઈ સોવિયેટ કારોબારીના પ્રમુખને બોલાવી લાવશે?" એણે કહ્યું. "બહુ જરૂરી કામ છે."

લોકો આશ્ચર્ય પામ્યા. કેટલાકોએ સવાલો કર્યા. કેટલાક આસપાસમાં વાતો કરવા લાગ્યા. કેટલાક હસવા લાગ્યા કેવો રમુજી છોકરો!

ઝુક થોડે દૂર એક સૈનિક નજીક આવ્યો.

"હું લાલ તારક પાયોનિયર છું." ઝુકે કહ્યું. "ભારે જરૂરના કામે આવ્યો છું. આ વિમાન છોડી નહિ

શકું તેમ રાહ પણ નહિ જોઇ શકું. મહેરબાની કરીને સોવિયેટના પ્રમુખ અથવા આર્થિક સમિતિના પ્રમુખને બોલાવો ને. પણ તાબડતોબ હાં. મોટરમાં બેસીને જાઓ."

સૈનિક ઝપાટાબંધ દોડી ગયો. સાત મિનિટમાં આર્થિક સમિતિના પ્રમુખ આવી પહોંચ્યા.

"હું સ્ટેલિન વિજળીક કારખાનામાંથી આવું છું." ઝુકે કહ્યું. "ત્યાં પૂર આવ્યાં છે, પાણી ચડે છે. તાત્કાલિક સુરંગ પૂરતી નથી. મુખ્ય સુરંગના નળો હજી પૂરા થયા નથી. એ નળો પર કામ કરવા માટે માત્ર ચાર જ યંત્રો છે. અમને મદદની જરૂર છે. મારો મિત્ર અને હું—અમે આ નવા વિમાનની પરીક્ષા કરી રહ્યા છીએ. એ એક ડઝન માણસોને લઈ જશે. જરા ઉતાવળ કરો, સાહેબ."

પ્રમુખે એક શબ્દ સરખો પૂછ્યો નહિ. પોતાના મદદનીશ તરફ ફરી એ બોલ્યા :

"માર્કસ કારખાનાની રાતપાળીના કામદારો પાંચ મિનિટની અંદર છૂટા થશે. આપણે એમને આ તાત્કાલિક કામ માટે તૈયાર થવા કહીએ નહિ? જુઓ, જરૂરી હથિયારો સાથે એમને તૈયાર કરો."

દસ મિનિટ પછી જુવાન અને વૃદ્ધ કામદારો કામ કરવાના કપડાંમાં જ, વિમાન ફરતાં ભેગાં મળ્યાં. એમના હાથ તેલ વગેરેથી ચીકણા બન્યા હતા. માથે વાળ વિખેરાયેલા પડ્યા હતા.

"કેવી વિચિત્ર બસ !" કોઈકે કહ્યું.

"એ ઊડે છે, દોડી શકે છે ?" બીજાએ પૂછ્યું.

"અને પાયલટ ક્યાં ?"

વખત ગુમાવાય એમ નહોતું. આર્થિક સમિતિના પ્રમુખે બધી વાત કહી સંભળાવી.

"બિરાદરો, તમને જરા અગવડ તો પડશે જ. કારણ કે અંદર હજી બાંકડા રાખવામાં આવ્યા નથી. પણ અમે તો માત્ર પરીક્ષા માટે ઉડ્ડયને ઊપડયા છીએ, અને અત્યારે કંઈ બહુ વાર પણ નહિ લાગે. ચાલો ઉતાવળ કરો, મહેરબાની કરીને."

પહાડો અને જંગલો, નદીઓ અને સરોવરો પર થઈને વિમાન ઊડયું. આ રહ્યો સમુદ્ર, પેલો પર્વત, ટોચ પરનો ટાવર અને આ સરોવર હોવું જોઈએ. અને અહીંજ પુસ્તો હશે.

નીચે લોકો આતુર નયને જોઇ રહ્યા હતા. નળો પર જે કંઈ પણ કામ કરી શકે એવા તમામને ફીઓડોરે એકઠા કર્યા હતા. યંત્રો ચાલતાં હતાં. હથોડાના ઘા સંભળાતા હતા. નળોની લંબાઈ વધતી જતી હતી, પણ પાણીનાં પૂર અટકતાં નહોતાં. એનો જોશ અને એની ભયંકરતા એવાં ને એવાં રહ્યાં હતાં. પુસ્તો ટકી રહેશે ? પૂરના આ જબ્બર ઘસારાને એ કેટલે સુધી ખાળી શકશે ?

ઝુકે વીમાન નીચે ઉતાર્યું. એક ક્ષણ માત્રમાં ફીઓડોર એની પાસે આવી પહોંચ્યો. એણે ઝુકને એના

હાથમાં ઊંચકી હવામાં ઉછાળ્યો. તમામ ખુશાલીમાં આવી ગયા.

પણ હવે વખત ન ગુમાવાય. રસોડામાં ઉતાવળે ઉતાવળે નાસ્તો કરવા બધા દોડી ગયા. દસ મિનિટની અંદર તેઓ ગાતા ગાતા કારખાના તરફ ધસી રહ્યા હતા.

મોડી સાંજે ઝઝુમતો ભય દૂર થયો. મોટા મોટા નળો એમની જગ્યાએ મુકાયા, અને એમાં થઈને પાણી જોશભેર સરળતાથી ધસી રહ્યું હતું.

સોવિયેટગૃહની પાસે ખુલ્લા મેદાનમાં ઉત્સવ ઉજવાયો. બધા હાજર હતા. ત્રણ ભાષાઓમાં ભાષણો થયાં.

દરેકે એ દિવસના બહાદુરને—ઝુકને શાબાશી આપી. એની પ્રશંસા કરી. ઝુકને પણ બોલવું પડયું. એણે કહ્યું:

"લાલ-તારક પાયોનિયર તરીકે હું તમારો બધાંનો આભાર માનું છું. બિરાદરો, હું તો નાનો કુમાર માત્ર છું. બહુ કર્યું પણ કયાં છે? પણ એટલું હું જાણું છું કે માત્ર આપણા સોવિયેટ યુનિયનમાં જ બાળકો અને કુમારોને તમામ કામદારોને માટે આઝાદ જીવન ઘડવામાં મોટેરાંઓને મદદ કરવાની તક આપવામાં આવે છે."

વહેલી સવારમાં ઝુક અને ફીઓડોર પાછા મોસ્કોને માર્ગે ઊડી રહ્યા હતા. નાનકડો ઝુક પાયલટ બન્યો હતો. વિમાનનું સંચાલન એના હાથમાં હતું. મોટો ફીઓડોર ઉલ્લાસમાં આવી જઈ સીટી વગાડયા કરતો હતો. ઉડ્ડયન પરીક્ષા મહાન ફત્તેહરૂપ નીવડી હતી.

# શોફરની વાત

[ રશિયામાં નવો સમાજ, નવી દુનિયા સર્જનાર ક્રાંતિકારી લેનિનના જીવનનો એક પ્રસંગ ]

લેનિનના જ શોફર કોમરેડ ગીલે શરૂ કર્યું: "અમે દાણુપીક ગયા. ત્યાં એક મોટી મીટિંગ ભરાવાની હતી. ત્યાં આવી અમે જોયું તો પુષ્કળ માણસો ભેગા થયેલા હતા. મીટિંગ ખૂબ સરસ રીતે ચાલ્યા કરતી હતી. સભાસ્થાનનું મકાન પહેલાં મીકેલસનની ફેક્ટરી તરીકે ઓળખાતું હતું.

અમારા ત્યાં પહોંચ્યા પછી દસ પંદર મિનિટે હાથમાં પોર્ટફોલીઓ લઈને એક બાઈ મારી પાસે આવી. કેટલાક બનાવો પછી ખબર પડી કે એ એક જાસુસી કરનાર—દુશ્મન પક્ષની કેપ્લાન નામની બાઇ હતી.

"કોમરેડ લેનિન આવી ગયા લાગે છે, ખરું ને?" તેણે મને પૂછ્યું.

"મને ખબર નથી, કોણ આવ્યું છે." મેં જવાબ આપ્યો.

એ જરા હસીને બોલી, "એ શું? તું એનો શોફર છે, ને એટલું ય જાણતો નથી કે તું અહીં સુધી કોને લઈને આવ્યો છે?"

"હું કેવી રીતે જાણું?" મેં શાંતિથી જવાબ આપ્યો. "એક ભાષણ કરનાર અહીં આવ્યો છે—કોણ જાણે કોણ છે? બધાંને કંઇ આપણે ઓળખી શકીએ નહિ."

તેણે ચાલવા માંડયું. મેં તેને ફેકટરીના ચોગાનમાં પેસતી જોઈ.

એકાદ કલાક પછી લોકોનું એક મોટું ટોળું અને બધાય કામદારો બહાર આવ્યા અને ફેકટરીનું આખું ચોગાન ભરી દીધું. હું તરત મોટરમાં બેસી ગયો. મને ખબર પડી કે મીટિંગ પૂરી થઈ ગઇ હતી અને લોકો વિખરાઈ જતા હતા. થોડી મિનિટો પછી માણસોનું બીજું એક ટોળું ફેકટરી બહાર નીકળ્યું. તે ટોળાની વચ્ચોવચ લેનિનને મેં જોયો. મેં ગવર્નર પાસે બેસી જઈ, મોટરનું એંજીન ચાલુ કર્યું.

લેનિન કામદારો સાથે વાતચીત કરતો હતો તે ધીમે ધીમે મોટર તરફ આવ્યો. મોટરથી ત્રણેક પગલાં દૂર તે ઊભો હતો ને અંદર બેસવાનો વિચાર કરતો

હતો. લોકોના ટોળા તરફનું મોટરનું બારણું તેણે ખોલ્યું. એ વખતે બે સ્ત્રીઓને તે માલની નિકાસ વિષે સમજણ આપતો હતો. મેં એને કહેતાં સાંભળ્યો કે "એ વાત તદ્દન સાચી છે કે પરાં અંગેની અનિયમિતતા વિષે ઘણી ફરિયાદો છે. પણ એ બધાંનો ચોક્કસ રીતે થોડા વખતમાં અંત આવશે."

ત્રણ કે ચાર મિનિટ સુધી આ વાતચીત ચાલી હતી. લેનિનની તદ્દન નજીક આ બંને સ્ત્રીઓ ઊભી હતી. બીજી સ્ત્રીઓનું એક નાનકડું ટોળું સામેથી આવી રહ્યું હતું. થોડીવારમાં જ તે સ્ત્રીઓનાં ટોળાંથી ઘેરાઈ ગયો હતો.

વાતો પૂરી થતાં, જેવો તેણે મોટરને પગથીએ પગ મૂકયો તેવો જ પિસ્તોલનો એક અવાજ થયો. એ અવાજની દિશા તરફ ફરી મેં જોયું, તો મોટરની ડાબી બાજુએ એક સ્ત્રીને હાથમાં પિસ્તોલ સાથે કોમરેડ લેનિનના ડાબા ખભા તરફ નિશાન તાકી, ગોળીબાર કરતી જોઇ. એક પછી એક ગોળીબારના અવાજોથી ચોગાન ગાજી ઊઠયું.

મેં મોટરનું એન્જીન બંધ કર્યું અને તરત જ એ સ્ત્રી ઉપર હું કૂદી પડયો. એણે એના હાથમાંનો એક કાળો કોટ મારા મોં ઉપર નાખ્યો ને ટોળામાં કયાંય અદૃશ્ય થઇ ગઈ. આજુબાજુ એટલા બધા માણસો હતા કે હું એની પાછળ ગોળીબાર કરી શકયો નહિ.

કર્યા હોત તો મને લાગે છે કે એને બદલે કોક કામદાર જ મરી જાત.

હું એની પાછળ દોડયો. થોડાં જ પગલાં ગયો હઈશ એટલામાં મને યાદ આવ્યું કે "કોમરેડ લેનિન ત્યાં એકલો જ છે, એનું શું?" હું પાછો ગયો. એક ક્ષણ-ભર ત્યાં ભયંકર મૃત્યુવત શાંતિ છવાઈ ગઈ હતી.

પછી એકદમ ત્યાં ઉભેલા લોકોએ ચીસ પાડી. 'એણે એને મારી નાખ્યો—એને મારી નાખ્યો છે." અને આખું ટોળું મોટર તરફ ધસી આવ્યું. ભીડ ખૂબ જામી હતી.

હું તરત જ એ તરફ ફર્યો. મેં જોયું તો કોમરેડ લેનિન જમીન પર પડેલો હતો. હું તેના તરફ ધસી ગયો.

થોડીવારે જ ટોળાંની ગીરદી ને ધક્કાધક્કીથી ચોગાનનો દરવાજો ખુલી ગયો. પેલી ગોળીબાર કરનારી સ્ત્રી એ દરવાજાની વચમાં છુપાયેલી હતી.

હું કોમરેડ લેનિન પાસે બેસી ગયો ને નીચો નમી જોવા લાગ્યો. એ પૂરેપૂરા ભાનમાં હતો. એણે પૂછયું, "લોકોએ એને પકડી લીધો કે નહિ?"

એને એમ હતું કે કોઇક પુરુષે ગોળીબાર કર્યો છે.

મેં જોયું કે એને બોલતાં ખૂબ મુશ્કેલી પડતી હતી. એનો અવાજ જાણે ખૂબ ઊંડાણમાંથી આવતો હોય એવું લાગતું હતું.

મેં એને કહ્યું, "શાંતિ રાખો. બોલશો નહિ. તમારે માટે એ સારું નથી."

એકદમ ઊંચું જોયું તો ત્રણ માણસો રીવોલ્વર લઈ કોમરેડ લેનિન તરફ ધસી આવતા હતા. મેં ફરીથી બૂમ મારી.

" કોણ છો તમે? ત્યાં જ ઊભા રહો, નહિ તો ગોળીબાર કરું છું. "

" અમે તો કારખાના કમિટીના જ છીએ, કોમરેડ! તમારા જ ........ "

એમાંના એક જણને અમે ફેક્ટરીમાં આવ્યા ત્યારે મેં જોયો હતો. હું એને ઓળખતો હતો. એટલે મેં એ લોકોને કોમરેડ લેનિન પાસે આવવા દીધા. આ બધું થોડી જ મિનિટોમાં બની ગયું.

એક જણે મને એને એકાદ હોસ્પીટલમાં લઈ જવાનું કહ્યું.

મેં મક્કમ પણે જવાબ આપ્યો, " મારે એને કોઈ પણ હોસ્પીટલમાં લઈ જવો નથી. સીધો ઘેર જ લઈ જઈશ. "

પછી પેલા કમિટીના કોમરેડોની મદદ વડે અમે કોમરેડ લેનિનને ઊભો કર્યો ને મોટરમાં સૂવાડયો.એમાંના બે કોમરેડ અમારી સાથે આવ્યા. એક મારી સાથે આગળ બેઠો, અને બીજો અંદર કોમરેડ લેનિનની સાથે

બેઠો. બની શકે તેટલી ઝડપથી મેં ક્રેમલિન તરફ હંકાર્યું.

હું વારેવારે પાછળ ફરી કોમરેડ લેનિન તરફ જોયા કરતો હતો. વેદનાને લીધે એનું શરીર બેઠક પર ઢળી પડ્યું હતું. આટઆટલી કારમી વેદના થવા છતાં તેના મોઢામાંથી દુઃખનો અવાજ સુદ્ધાં નીકળ્યો ન હતો. એનું મોં ફીક્કું પડી ગયું હતું. અંદર બેઠેલો કોમરેડ તેને મદદ કરતો હતો. થોડીવારે ઘર આવ્યું. ત્રણે જણાએ લેનિનને મોટરમાંથી ઉતારવામાં મદદ કરી. મુશ્કેલીથી તે અમારી મદદથી બહાર નીકળ્યો. એના મોં પર વેદનાની છાયા સ્પષ્ટ જોઇ શકાતી હતી.

અમે એને કહ્યું, " અમે તમને ઊંચકી લઈશું. "

એણે માથું ધુણાવી ના કહી.

અમે એને વિનંતી કરવા લાગ્યા,—કરગરવા લાગ્યા કે ' અમને ઊંચકી લઈ જવા દો. ' પણ અમારું કંઈ વળ્યું નહિ.

એણે દૃઢસ્વરે કહ્યું. " હું મારી મેળે જ ચાલીશ." અને મારા તરફ ફરી તેણે કહ્યું, " મારો કોટ ઉતારી લે તો મારાથી સહેલાઈથી ચઢી શકાશે."

મેં સંભાળપૂર્વક એનો કોટ ઉતારી લીધો. અમારા ખભાને ટેકે ટેકે તે ત્રણ માળનાં પગથિયાં ચઢી ગયો. ખૂબ જ શાંતિથી તે ઉપર ચઢયો.

બારણા પાસે આવી અમે ઘંટડી દબાવી અને બારણું ખુલ્યું. હું સીધેસીધો એને સુવાની રૂમમાં લઈ ગયો અને ધીમેથી એને પથારી પર સૂવાડી દીધો.

ડૉ. મેનોર્નાવે આવી એને તપાસીને શું કહ્યું જાણો છો?

"નસીબની જેના ઉપર મહેરબાની હોય, એ સિવાય બીજું કોઈ આવા મરણતોલ ઘામાંથી ઉગરી શકે નહિ."

# નવી દુનિયાનાં પ્રકાશનો

## નવી દુનિયા ગ્રંથમાળા

### વર્ષ ૧

૧ પલટાતું રશિયા ૦—૧૪—૦
૨ સમાજવાદ તરંગમાંથી વિજ્ઞાન ૦—૬—૦
૩ કમ્યુનિસ્ટ જાહેરનામું ૦—૬—૦
૪ લાલમોરચા (નવલકથા) ૧—૦—૦
૫ લેનિન સંપૂર્ણ (જીવન) ૧—૮—૦
૬ નિશ્વાસ (નવલિકાઓ) ૧—૦—૦

### વર્ષ ૨

૭ સમાજવાદ શા માટે? ૧—૦—૦
૮ લાલપડછાયા (વાર્તાઓ) ૧—૦—૦
૯ ખેડૂતોની સમસ્યા ૧—૪—૦
૧૦ સોવિયેટ સમાજ ૨—૦—૦
૧૧ ક્રાંતિને કિનારે (નવલકથા) ૨—૦—૦

### વર્ષ ૩

૧૨ શહીદી (વાર્તાઓ) ૧—૪—૦
૧૩ સુભાષચંદ્ર ૦—૧૨—૦
૧૪ અમ્મા (નવલકથા) ૨—૦—૦
૧૫ અમે પિંજરનાં પંખી ૧—૪—૦

## ચાલો પલટીએ ગ્રંથમાળા

૧૬ માનસ વિજ્ઞાનનો દૃષ્ટિકોણ ૧—૪—૦
૧૭ રશિયન નારી ૦—૧૦—૦
૧૮ ડોકિયું (વાર્તાઓ) ૦—૧૦—૦
૧૯ ૧૯૧૮ પછી ૧—૪—૦

## ચાલો વિચારીએ ગ્રંથમાળા

### વર્ષ ૧

૨૦ કોમરેડ લેનિન ૦—૩—૦
૨૧ ચિંતનની વેદી પર ૦—૩—૦
૨૨ નરવીર ૦—૩—૦
૨૩ ચાલો વિચારીએ ૦—૩—૦
૨૪ દરીએ દવ લાગ્યો (જપ્ત)
૨૫ બિરાદર બબુ ૦—૨—૬
૨૬ કકળતું કોંગો ૦—૫—૬

### વર્ષ ૨

૨૭ એક હતો છોકરો ૦—૬—૦
૨૮ ટ્રોટ્સ્કી ૦—૬—૦
૨૯ રાતું રુસ ભા. ૧ (પાકું) ૧—૦—૦

### વર્ષ ૩

૩૦ રાતું રુસ ભા. ૨ ૦—૧૨—૦
૩૧ રાતું રુસ ભા. ૩ ૦—૮—૦
બંને ભાગ પાકા પૂઠામાં ૧—૧૨—૦
ત્રણ ભાગ પાકા પૂઠામાં ૨—૦—૦
૩૨ આવતી કાલે ૦—૬—૦

## ઉપરાંત છૂટક

૩૩ હિંદ કયે રસ્તે? પં. જવાહર કૃત ૦—૨—૦
૩૪ કિસાન બંડો ૦—૦—૬
૩૫ ક્રાંતિની દીકરીઓ ૦—૧—૦
૩૬ મલબારનાં કિસાન બંડો ૦—૦—૬

ભારતી મુદ્રણાલય, ખાડીયા, ગોલવાડ—અમદાવાદ.